શ્રીગોકુલેશગ્રંથરત્નમાલા. ગ્રંથાંક ૬.

# પુષ્ટિપાઠાવલિ.

## ભાગ બીજો

## સિદ્ધાંત.

યોજક અને પ્રકાશક,

માણેલાલ નારાયણદાસ ગાંધી એમ્. એ., એલ્. એલ્. બી

રાજકોટસદર.

મૂલ્ય રૂ. ૦-૫-૦.

શ્રીગોકુલેશગ્રંથરત્નમાલા. ગ્રંથાંક ૬.

# પુષ્ટિપાઠાવલિ.

## ભાગ બીજો.

## સિદ્ધાંત.

યોજક અને પ્રકાશક,
નાનુલાલ નારાયણદાસ ગાંધી.
એમ. એ., એલ્. એલ્. બી.
રાજકોટ સદર.



મૂલ્ય રૂ. ૦-૫-૦.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.



પુષ્ટિપાઠાવલિના પ્રથમ ભાગમાં પુષ્ટિની ઉત્પત્તિ તથા લક્ષણ જણાવવામાં આવ્યા છે. આ દ્વિતીય ભાગમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાંત સમજાવવા પ્રયાસ કરેલો છે.

સિદ્ધાંત સમજાવતા પહેલાં "પુષ્ટિમાર્ગાબ્જ માર્તંડ" શ્રીમદાચાર્યચરણનું સંક્ષિપ્ત જીવનચરિત આપેલું છે. તેઓશ્રીના યશસ્વી કુમાર શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુ અને પૌત્ર શ્રીમદ્ગોકુલનાથનાં જીવનચરિત પણ આપેલાં છે.

આ માર્ગમાં મુખ્ય સંસ્કાર આત્મનિવેદન અથવા બ્રહ્મસંબંધ છે. બ્રહ્મસંબંધ ગદ્યમંત્ર લેવાથી થાય છે. બ્રહ્મસંબંધ કરવાથી જીવના સર્વદોષની નિવૃત્તિ થતાં તેને ભગવાનની ભક્તિ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. બ્રહ્મસંબંધ લેનાર ભક્તે અસમર્પિત વસ્તુનો સર્વથા ત્યાગ કરવો જોઇએ પ્રભુ શ્રીકૃષ્ણ સર્વથા સદા ભક્તનું શ્રેયજ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખી કોઇ પ્રકારની કદાપિ ચિંતા કરવી જોઇએ નહિ

ગૃહસ્થ વૈષ્ણવે કેવું આચરણ કરવું જોઇએ તે પાઠ ૧૦ માં આપેલું છે. વૈષ્ણવે વિવેક, ધૈર્ય અને પ્રભુનો આશ્રય રાખવા જોઇએ. પોતાનો પ્રભુ ઉપરનો પ્રેમ નિરંતર વૃદ્ધિ પામે તે માટે પ્રયાસ કરવો જોઇએ.

વૈષ્ણવોએ બે વસ્તુનો સદા ત્યાગ કરવો જોઇએ (૧) અસમર્પિત વસ્તુ કદાપિ લેવી ન જોઇએ. (૨) શ્રીકૃષ્ણ પ્રભુ વિના અન્ય કોઇનો કદાપિ આશ્રય કરવો જોઇએ નહિ. અનન્યતા આ માર્ગમાં

મુખ્ય છે. અનન્ય ન હોય તે પુષ્ટિમાર્ગીય હોઇ શકે જ નહિ. વ્યભિ· ચારિણી સ્ત્રી ઉપર પતિની કૃપા કદાપિ હોઈ શકેજ નહિ. લોકમાં સ્ત્રી પોતાનો વ્યભિચાર પોતાના પતિથી કદાચ છૂપાવી શકે, પરંતુ પ્રભુ શ્રીકૃષ્ણ સર્વજ્ઞ હોવાથી ભક્ત પોતે કરેલો અન્યાશ્રય તેમનાથી કદાપિ છૂપાવી શકે તેમ નથી. આ માર્ગમાં અન્યાશ્રયથી કાળજીથી દૂર રહેવાની ઘણીજ આવશ્યક્તા હોવાથી ૧૬ તથા ૧૭ બે પાઠમાં અન્યાશ્રય નિષેધનું વિવેચન કરેલું છે પછી અનન્ય ભક્તિનું નિરૂપણ કરી ગોપિકાઓની ઉત્તમ અનન્યતા દર્શાવવા પ્રયાસ કરેલો છે.

ઉપર જણાવેલ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું આ બીજા ભાગમાં નિરૂપણ કરેલું છે. આ માર્ગના સર્વ સિદ્ધાંતોનો આમાં સમાવેશ થાય છે એમ કહેવાનો આશય નથી, પરંતુ મુખ્ય સિદ્ધાંતો અહિં આપેલા છે. ગ્રંથનું કદ ધાર્યા કરતાં વધારે વધી જવાથી કેટલાક વિષયો મૂકી દીધા છે.

આ ગ્રંથ વૈષ્ણવોને આ માર્ગના સિદ્ધાંત સમજવામાં ઉપયોગી થશે તો આ પ્રયાસ સાર્થક થયો ગણાશે.

રાજકોટ સદર.<br>શ્રાવણ શુકલ ૧૧<br>સંવત્ ૧૯૮૬

નાનુલાલ નારાયણદાસ ગાંધી.



# પુષ્ટિપાઠાવલિ.

## ભાગ બીજો.

### સિદ્ધાંત.

#### પાઠ ૧. શ્રીમદ્ વલ્લભાચાર્ય.

પુષ્ટિમાર્ગ સર્વ માર્ગોમાં ઉત્તમ છે. પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં સુદૃઢ સર્વથી અધિક પ્રેમ પરમાનંદપ્રાપ્તિનું સાધન છે. આ માર્ગના દર્શક અથવા પ્રવર્તક કોણ એ જાણવાની આકાંક્ષા થાય તે સ્વાભાવિક છે.

હાલમાં કલિકાલને લીધે અજ્ઞાનરૂપી અંધકારથી વિદ્વાનોની દૃષ્ટિ પણ છવાઈ ગઈ છે તેથી તેઓને પણ પ્રાકૃત ધર્મ રહિત, અપ્રાકૃત સર્વ ધર્મના આધાર તરીકે વેદ જેનું નિરંતર ગાન કરે છે તેવા, શુદ્ધ સાકાર પરબ્રહ્મ શ્રીકૃષ્ણના માહાત્મ્યનું ભાન નથી એમ જોઇ, પ્રભુ શ્રીકૃષ્ણે દૈવ જીવો પર દયા કરી પોતાના શ્રીમુખવચનથી પોતાનું માહાત્મ્ય તેઓને જણાવવા આનંદમાત્ર આધિદૈવિક અગ્નિરૂપ પોતાના મુખારવિંદનો ભૂતલ ઉપર પ્રાદુર્ભાવ કર્યો.* આ ભગવન્મુ-

*સર્વોત્તમસ્તોત્ર. ૧ થી ૩.

ખારવિંદ અગ્નિસ્વરૂપ તે શ્રીમદ્દવલ્લભાચાર્ય. શ્રીમદ્દવલ્લભાચાર્યનું ચરિત ઘણા ગ્રંથોમાં આપેલું છે, અને તેમાં ઘણો ફેરફાર પણ જણાય છે. તેથી પ્રાચીન કલ્લોલ ગ્રંથને અનુસરી અહિં શ્રીમદાચાર્યચરણનું ચરિત સંક્ષેપથી લખીએ છીએ.

આંધ્ર દેશમાં કાંકરકુંભ નામની નગરી છે. તેમાં ગંગાધર ભટ્ટ નામે વિદ્વાન્ બ્રાહ્મણ રહેતા હતા. તે સોમયજ્ઞ કરતા. તેમને ગણપતિભટ્ટ નામનો પુત્ર હતો. ગણપતિભટ્ટના પુત્ર લક્ષ્મણભટ્ટ થયા. લક્ષ્મણભટ્ટને સદ્ગુણી વિષ્ણુવ્રતપરાયણ, ધર્મપરાયણ સાધ્વી પત્ની એલ્લમ્મા નામની હતી. લક્ષ્મણભટ્ટ પોતાના સજાતીય બ્રાહ્મણો સાથે પ્રયાગમાં વાસ કરવાની ઇચ્છાથી કાંકરકુંભથી નીકળ્યા. માર્ગમાં સંવત્ ૧૫૨૯ ના વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૧૧ ના રોજ ચંપારણ્ય દેશમાં ભીમરથી નદીના તટે ચોડા ગામમાં લક્ષ્મણભટ્ટના પત્નીને પુત્રનો પ્રસવ થયો. પછી લક્ષ્મણભટ્ટ પર્યટણ કરતાં ગંગા યમુનાના સંગમ ઉપર પ્રયાગ પહોંચ્યા અને ત્યાં પત્ની સાથે રહેવા લાગ્યા. વખત જતાં તેમણે પોતાના પુત્ર શ્રીવલ્લભને ઉપનયન કર્યું. પછી થોડા વખતે તેમણે દેહનો ત્યાગ કર્યો.

પછી શ્રીવલ્લભ કાશી ગયા અને ત્યાં વેદો, સ્મૃતિ, શાસ્ત્ર, આગમ, પુરાણ, ઈતિહાસ અને વિવિધ ભાષ્યોનો અભ્યાસ કર્યો, અને પછી શ્રીગોકુલ પધાર્યા અને કાલિ-

-દીમાં સ્નાન કર્યું. પછી તે શ્રીગોવર્ધનનાથના દર્શન કરવા શ્રીગોવર્ધન પધાર્યા અને ત્યાં આનોર ગામમાં સધૂ બ્રાહ્મણને ઘેર જઈ શ્રીગોવર્ધનધરની તપાસ કરી. શ્રીગોવર્ધનધર મ-ળતાં ત્યાં તેમની સેવા કરતાં શ્રીવલ્લભ ચાર માસ રહ્યા, અને ત્યાંના લોકોને સેવાપ્રકાર શીખવ્યો. પછી તેમણે દ્વાદશાવની યાત્રા કરી, અને શ્રીગોકુલ જઇ જન્માષ્ટમીનો મહોત્સવ કર્યો. કાર્તિક શુદ ૧ ના રોજ શ્રીગોવર્ધન જઇ અન્નકૂટ ઉત્સવ કર્યો, અને શ્રીમદ્ભાગવતની પારાયણ કરી. પછી તે અડેલ પધાર્યા અને સામાન્ય રીતે અડેલમાંજ રહેતા.

પછી શ્રીવલ્લભ કુરૂક્ષેત્ર પધાર્યા. ત્યાં ભાગવત પંડિત રામાનંદે ભાગવતનો અર્થ કર્યો તેનો નિરાસ કરી પુષ્ટિ-માર્ગ પ્રકટ કર્યો. શ્રીમદ્વલ્લભે નીચેના ગ્રંથો લખ્યા છે.

| | |
|---|---|
| ૧ ચતુઃશ્લોકી. | ૧૨ નવરત્ન. |
| ૨ શ્રીકૃષ્ણાશ્રય. | ૧૩ ભક્તિ સિદ્ધાંત. |
| ૩ વિવેકધૈર્યાશ્રય. | ૧૪ ભક્તિવર્ધિની. |
| ૪ જલભેદ | ૧૫ શ્રીપુરૂષોત્તમસહસ્રનામ. |
| ૫ પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ. | ૧૬ અણુભાષ્ય. |
| ૬ સેવાફલ. | ૧૭ મધુરાષ્ટક. |
| ૭ સિદ્ધાન્તમુક્તાવલિ | ૧૮ પંચશ્લોકી. |
| ૮ નિબંધ. | ૧૯ નામાવલી. |
| ૯ યમુનાષ્ટક. | ૨૦ સુબોધિની. |
| ૧૦ નિરોધલક્ષણ. | ૨૧ અંતઃકરણબોધ. |
| ૧૧ બાલબોધ. | ૨૨ સંન્યાસનિર્ણય.વિગેરે. |

કાશીમાં પ્રભુની પ્રેરણાથી દેવનભટ્ટે શ્રીવલ્લભને "મારી કન્યા ગ્રહણ કરો," એવી વિજ્ઞપ્તિ કરી. શ્રીવલ્લભે તે સ્વીકારી અને લગ્ન કર્યાં, પછી પૃથ્વી પવિત્ર કરવા શ્રીવલ્લભે પરિક્રમા આરંભી. જૂદા જૂદા નગરોમાં જે વાદ કરવા આવ્યા તેમને વાદમાં જીત્યા, શંકરના માયાવાદનો નિરાસ કરી ઉત્તમ બ્રહ્મવાદનું સ્થાપન કર્યું, અને શ્રીકૃષ્ણની ઉત્તમ પુષ્ટિભક્તિ માર્ગમાં લોકોનો પ્રવેશ કરાવ્યો. સર્વ વિદ્વાનોનો મદ દૂર કરવા કાશી પધારી પત્રાવલંબન લખ્યું, ૨૭ દિવસ વાદ કરી સર્વે માયાવાદીઓને હરાવ્યા, અને શ્રુતિ યુક્તિ વિગેરે પ્રમાણથી સાકાર પુરૂષોત્તમનું પ્રતિપાદન કર્યું.

પછી શ્રીવલ્લભ દક્ષિણમાં વિદ્યાનગર પધાર્યા. ત્યાં વિદ્યાનગરમાં માયાવાદીઓને સહેલથી હરાવ્યા. તેથી સંતુષ્ટ થઈ ત્યાંના રાજા કૃષ્ણરાયે તેમનો સુવર્ણાભિષેક કર્યો. અભિષેકવાળું સુવર્ણ સ્નાનજલ તુલ્ય હોવાથી શ્રીવલ્લભે તેનો અંગીકાર ન કર્યો. તેથી રાજાએ વિશેષ પ્રસન્ન થઈ તેથી પણ અધિક સુવર્ણ શ્રીવલ્લભના ચરણકમલમાં ધર્યું. ત્યાંથી પૃથ્વીપ્રદક્ષિણા કરતાં શ્રીરંગનાથ વિગેરે ધામમાં થઈ શ્રીવલ્લભ મથુરા થઈ શ્રીગોવર્ધન પધાર્યા. અને ત્યાં શ્રીગોવર્ધનનાથની સેવાનો પ્રકાર શીખવ્યો. ત્યાંથી શ્રીગોકુલ પધાર્યા. ત્યાં પ્રભુની ભક્તિ અને પુષ્ટિમાર્ગનો પ્રકાશ કરતાં કેટલાક દિવસ રહ્યા પછી શ્રાવણ શુદ ૧૧ ના રોજ

મધ્યરાત્રિએ સાક્ષાત્ ભગવાને પ્રકટ થઇ તેમને જે આજ્ઞા કરી તેનું નિરૂપણ શ્રીવલ્લભે 'સિદ્ધાન્તરહસ્ય' ગ્રંથમાં કર્યું છે. પછી શ્રીવલ્લભ કુરૂક્ષેત્ર અને બીજાં તીર્થોમાં થઇ બદરી પધાર્યા. ત્યાં પુષ્ટિમાર્ગનો પ્રકાશ કર્યો. ત્યાં ઉદ્ધવ સાથે તેમનો સમાગમ થયો. પછી વ્યાસાશ્રમમાં વ્યાસજી સાથે સમાગમ તથા કથા થઇ, ત્યાં શ્રીભાગવત ઉપર સુબોધિની લખ્યાનું શ્રીવલ્લભે વ્યાસજીને કહ્યું અને **वामबाहुकृतवामकपोलो** × શ્લોકપરની સુબોધિની વ્યાસજીને સંભળાવી. તેથી વ્યાસજી ઘણું પ્રસન્ન થયા અને કહ્યું કે "પ્રભો! આ ગ્રંથના પ્રકાશમાં હું નિમિત્તમાત્ર છું, પરંતુ તેના રસના દાતા તો આપ છો." પછી શ્રીવલ્લભ શૂકરક્ષેત્ર પધાર્યા. એ પ્રમાણે ત્રણ વર્ષ અને કેટલાક માસ પૃથ્વીપ્રદક્ષિણા કરી કાશી પધાર્યા અને પોતાના સાસરાને ઘેર ગયા. ત્યાં કેટલાક દિવસ રહ્યા. ત્યાંથી પારિખહે સાથે પોતાના પત્ની શ્રીમહાલક્ષ્મી અથવા અક્કાજીને લઈ પોતાના ઘેર અડેલ પધાર્યા. આ પ્રમાણે પૃથ્વી પ્રદક્ષિણાના મિષથી શ્રીવલ્લભે સર્વ પંડિતોને હરાવી દિગ્વિજય કર્યો, પૃથ્વી પવિત્ર કરી, શ્રીકૃષ્ણની સદ્‌ભક્તિ પુષ્ટિભક્તિનો પ્રચાર કરી તેમાં જીવોનો પ્રવેશ કરાવ્યો, દુર્વાદીને મૂલથી ઉખેડી બ્રહ્મવાદનું સ્થાપન કર્યું.

---

× શ્રીમદ્‌ભાગવત ૧૦-૩૨-૨.

શ્રીવલ્લભાચાર્યની પાદુકાને ન નમવું એ મોટો પ્રમાદ મોટો ભ્રમ છે. શ્રીસર્વોત્તમસ્તોત્રમાં શ્રીવિઠ્ઠલપ્રભુએ કહ્યું છે તેમ દૈવ જીવોનો ઉદ્ધાર કરવા શ્રીપુરૂષોત્તમે પોતાના મુખારવિંદનું પ્રાકટ્ય કર્યું તેજ શ્રીવલ્લભ છે. શ્રીવલ્લભે અલૌકિક સૂક્ષ્મ મધુર અર્થ પ્રકટ કર્યા તેથી કવિઓ તેમને 'અગ્નિ' * પણ કહે છે. શ્રીવલ્લભને આનંદમય લીલાના સાક્ષાત્ શ્રીકૃષ્ણ પણ કહે છે. તેથીજ શ્રીવિઠ્ઠલે શ્રીવલ્લભાષ્ટકમાં કહ્યું છે કે "વસ્તુતઃ કૃષ્ણજ છે." શ્રીસુબોધિની, નિબંધ, ભક્તિવર્ધિની, અંતઃકરણબોધ, નવરત્ન, વિવેકધૈર્યાશ્રય, શ્રીકૃષ્ણાશ્રય અને બીજા શ્રીવલ્લભે કરેલા ગ્રંથો સંસાર-સાગર તરવામાં નૌકારૂપ છે. વેદ, પુરાણ અને શ્રીમદ્ ભાગવતમાં જે પુષ્ટિમાર્ગ ગૂઢ હતો તે શ્રીવલ્લભે પ્રકટ કર્યો અને મર્યાદામાર્ગથી તેનું વૈલક્ષણ્ય સ્ફુટ કર્યું, અને પુષ્ટિમાર્ગનો મહિમા સ્પષ્ટ દેખાડયો.

પછી કેટલાક કાલે શ્રીઅક્કાજીને ચરણાદ્રિમાં ગર્ભ રહ્યો. સંવત્ ૧૫૭૨ ના પોષ વદ ૯ ના રોજ મધ્યાહ્ને શ્રીમદ્વિઠ્ઠલનાથનો પ્રાદુર્ભાવ થયો.

ઉપર પ્રમાણે કલ્લોલમાં શ્રીમદાચાર્યચરણનું જીવન-ચરિત છે. વ્યારાના ગોપાલદાસભાઈએ પ્રાકટ્ય સિદ્ધાંત ગ્રંથ

---

* શ્રીવલ્લભ પોતે અગ્નિ હોવાનું જણાવે છે. જૂઓ તત્ત્વદીપ પ્રકાશના પ્રારંભનો શ્લોક ૩. શ્રીમદ્ભાગવત પ્રથમ સ્કંધ સુબોધિની કારિકા ૫ વિગેરે.

લખ્યો છે તેમાં કેટલુંક વિશેષ વર્ણન પણ કરેલું છે. શ્રીમહાચાર્યચરણે કાશીમાં ભટ્ટાચાર્ય વિદ્યાવિલાસ પાસે વિદ્યાભ્યાસ કરેલો, અને પ્રથમ હરસરાણી ક્ષત્રાણીને શરણે લીધેલા. તેમના સેવક કૃષ્ણદાસમેઘન પોતાના જૂના ગુરૂ પાસે ગએલા તે વખતે જૂનાગુરૂએ 'તેં બીજો ગુરૂ કર્યો' એમ ઠપકો આપ્યો. કૃષ્ણદાસે કહ્યું "મારા ગુરૂ તમેજ છો. અને તમો ગુરૂના પ્રભાવથી હું પુરૂષોત્તમ પામ્યો છું." તેણે પૂછયું 'શ્રીવલ્લભાચાર્ય પુરૂષોત્તમ છે એમ તેં શાથી જાણ્યું ?' કૃષ્ણદાસે કહ્યું 'દિવ્ય આપું'. એમ કહી કૃષ્ણદાસે જાજવલ્યમાન અગ્નિ બંને હાથમાં લીધો અને તેને શીખંડ હોય તેમ બે ઘડી સુધી હાથમાં રાખ્યો. પછી તેના જૂના ગુરૂએ તે મૂકી દેવરાવ્યો.

શ્રીમહાચાર્યચરણના જયેષ્ઠ પુત્ર શ્રીગોપીનાથજીનો જન્મ સંવત્ ૧૫૭૦ ના આસો શુદ ૧૦ ના રોજ થયો હતો. સંવત્ ૧૫૭૨ ના પોષ (ગુજરાતી માગશર) વદ ૯ ના રોજ શુક્રવારે સૂર્યોદય પછી ૨૧ ઘડી ૨૫ પલે શ્રીવિઠ્ઠલનાથજીનું પ્રાકટ્ય થયું. પછી તત્ત્વાર્થદીપ નિબંધ શ્રીઆચાર્યજીએ લખ્યો અને શ્રીમદ્ભાગવત સ્કંધ ૧–૨–૩ ઉપર શ્રીસુબોધિની લખ્યાં. પછી દશમસ્કંધ ઉપર શ્રીસુબોધિની લખી. નિકટ પધારવા આજ્ઞા થઈ, તેથી દશમસ્કંધ સુબોધિનીનો પ્રારંભ કર્યો. શ્રીવિઠ્ઠલનાથજીનાં લગ્ન કરી શ્રીઆચાર્યજી શ્રીગોકુળ થઇ મધુપુરી પધાર્યા. ત્યાં બીજીવાર નિકટ

ગમનની આજ્ઞા થઈ. પછી શ્રીમહાચાર્યચરણે અડેલ પધારી દશમસ્કંધનાં શ્રીસુબોધિની પુરાં કર્યાં, અને એકાદશસ્કંધનો પ્રારંભ કર્યો. એટલામાં ત્રીજીવાર નિકટ પધારવાની આજ્ઞા થઇ. પછી શ્રીમહાચાર્યચરણે અંતઃકરણપ્રબોધ ગ્રંથ લખ્યો અને પોતાનું સર્વ સામર્થ્ય શ્રીવિઠ્ઠલપ્રભુને સોંપ્યું અને પોતે સંન્યાસ ગ્રહણ કર્યો. સંવત્ ૧૫૮૭ ના અષાઢ શુદ ૩ ના રોજ ૫૮ વર્ષ ૨ માસ ૭ દિવસ ભૂતલ ઉપર વિરાજી શ્રીમહાચાર્યચરણે પ્રભુ સમીપ વાસ કર્યો.

## પાઠ ૨. શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુ.

શ્રીમહાચાર્યચરણને બે પુત્ર હતા. ૧ શ્રીગોપીનાથજી ૨ શ્રીમદ્વિઠ્ઠલેશ. શ્રીગોપીનાથજી વિષે આ માર્ગમાં કાંઈ વિશેષ જણાયું નથી. શ્રીમહાચાર્યચરણે શ્રીઠાકુરજી સમીપ વાસ કર્યો ત્યારે પણ આ ઉભય પુત્રો સમીપ હતા; પરંતુ શ્રીમહાચાર્યચરણે પોતાનું સર્વ સામર્થ્ય શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુનેજ સોંપ્યું હતું.

શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુને પ્રભુચરણ પણ કહે છે. તેમનું પ્રાકટ્ય સંવત્ ૧૫૭૨ ના માગશીર્ષ ( વ્રજ પૌષ ) વદ ૯ શુક્રવારે હસ્ત નક્ષત્રમાં શોભનયોગમાં તૈતિલ કરણમાં સૂર્યોદય પછી ૨૧ ઘડી ૨૫ પલે થયું હતું. તેમને શ્રીમહાચાર્યચરણે ચરણાટમાં યજ્ઞોપવિત આપ્યું અને વારાણસીમાં માધવ સરસ્વતીને ત્યાં વિદ્યાભ્યાસ કરવા મૂકયા.

વિશ્વનાથભટ્ટ અને તેમનાં પત્ની ભવાનીની કન્યા શ્રીરૂક્મિની સાથે શ્રીમહાચાર્યચરણે તેમનો વિવાહ કર્યો. શ્રીમહાચાર્યચરણને પ્રભુ સમીપ પધારવાની આજ્ઞા થતાં તેમણે પોતાના કંઠની માલા શ્રીમદ્ વિઠ્ઠલેશને પહેરાવી અને આજ્ઞા કરીકે માર્ગનો સિદ્ધાંત તથા સંદેહ પદ્મનાભદાસને પૂછજો.

શ્રીમહાચાર્યચરણની આજ્ઞા પ્રમાણે શ્રીમદ્ વિઠ્ઠલપ્રભુ અડેલમાં રહી સેવા કરતા. ત્યાં જે પંડિતો વાદ કરવા આવ્યા તેમનો તેઓશ્રીએ પરાજય કર્યો. અહિં હરિવંશજી ક્ષત્રિય શરણે આવ્યા.

શ્રીમદ્ વિઠ્ઠલેશને શ્રીરૂક્મિનીજીથી નવ પુત્ર અને નવ પુત્રીઓ થયાં. ત્રણ પુત્રોએ બાલ્યાવસ્થામાંજ લીલા કરી અને શ્રીરૂક્મિનીજીએ ગઢામાં લીલા કરી ત્યારે માત્ર ચારજ પુત્રીઓ રહ્યા હતા. બાકીના છ પુત્ર અને ચાર પુત્રીઓનાં નામ નીચે પ્રમાણે.—

૧ શ્રીગિરિધરજી પ્રાકટય સંવત્ ૧૫૯૭ કાર્તિક શુદ ૧૨
૨ શ્રીગોવિંદરાયજી ,, સંવત્ ૧૫૯૯ કાર્તિક વદ ૮
૩ શ્રીબાલકૃષ્ણજી ,, સંવત્ ૧૬૦૬ ભાદ્રપદ વદ ૧૩
૪ શ્રીગોકુલનાથજી (શ્રીવલ્લભ) સંવત્ ૧૬૦૮ માગશીર્ષ શુદ ૭
૫ શ્રીરઘુનાથજી ,, સંવત્ ૧૬૧૧ કાર્તિક શુદ ૧૨
૬ શ્રીયદુનાથજી ,, સંવત્ ૧૬૧૩ ચૈત્ર શુદ ૬

૧ શોભાજી ૩ કમલાજી
૨ યમુનાજી ૪ દેવકીજી

આ સિવાય પદ્માવતીવહુજીથી સપ્તમ પુત્ર શ્રીઘન-શ્યામજીનું પ્રાકટ્ય સંવત્ ૧૬૨૮ કાર્તિક વદ ૧૩ ના રોજ થયું હતું.

સંવત્ ૧૬૧૫ ચૈત્ર શુદ ૬ શુક્રવારે શ્રીગોકુલનાથજીને ઉપવીત દીધું. ત્યારપછી શ્રીમદ્ વિઠ્ઠલેશપ્રભુ અડેલથી દ્વારકા પધાર્યા. દ્વારિકાથી પાછા અડેલ પધારી કર્ણાટકના ઉપાધ્યાય નારાયણભટ્ટને બાલકોને વિદ્યાભ્યાસ કરાવવા રાખ્યો. સંવત્ ૧૬૧૬ પોષ વદ ૧૩ શ્રીમદ્ વિઠ્ઠલેશ પોતાની સાથે શ્રીરૂક્મિનીજી, શોભાજી અને ગિરિધરજીને લઇ જગન્નાથપુરી પધાર્યા. ત્યાં રથોત્સવ કરી પાછા અડેલ પધાર્યા.

અડેલમાં બુધનો તારો પીત ઉગ્યો તેથી શ્રીમત્પ્રભુ-ચરણે જાણ્યું કે અહિં ઉપદ્રવ થશે. એવામાં અકબરના સેનાપતિ સાથે અડેલના રાજાને યુદ્ધ થયું અને ગામમાંથી સર્વે નાસવા માંડયું. શ્રીમદ્ વિઠ્ઠલેશપ્રભુ સહકુટુંબ અકબર-પુર થઇ ખડક પધાર્યા. ત્યાંથી રાજા રામચંદ્રના ગામ વાંધા પધાર્યા. રાજા રામચંદ્રે સામા આવી શ્રીમત્પ્રભુચરણને વાંધા પધરાવ્યા. ત્યાંથી શ્રીમત્પ્રભુચરણ સંવત્ ૧૬૧૯ માં રાણી દુર્ગાવતીને ગામ ગઢા પધાર્યા.

અહિં શ્રીમત્પ્રભુચરણે જગન્નાથપુરીની પેઠે ૧૬ પાયા-નો મોટો રથ કરાવ્યો અને ઘણા વૈભવથી આષાઢ શુદ ૧ પુષ્ય નક્ષત્રમાં રથોત્સવ કર્યો. અહિં રાણી દુર્ગાવતીને ઘેર બ્રહ્મદાસે પદ ગાયાં તેથી પ્રસન્ન થઇ શ્રીમત્પ્રભુચરણે પોતાની

ડગલી તેને આપી. પછી તે અકબર પાસે ગયો અને ત્યાં બીરબલ નામથી પ્રસિદ્ધ થયો.

ગઢામાં શ્રી રૂક્મિનીજીએ લીલા કરી. શ્રી મત્પ્રભુચરણુને પુનઃવિવાહ કરવા ઈચ્છા નહતી, પરંતુ રાણી દુર્ગાવતીના અત્યાગ્રહથી કૃષ્ણુરાયની કન્યા પદ્માવતીજી સાથે સંવત્ ૧૬૨૦ વૈશાખ શુદ ૩ના રોજ ગોરજ સમયે લગ્ન કર્યું.

ગઢામાં શ્રામત્પ્રભુચરણુ ત્રણુ વર્ષ વિરાજ્યા. પછી ત્યાંથી અકબરપુર પધાર્યા ત્યાંથી કોરતા અને મહાવન થઇ સંવત્ ૧૬૨૨ શ્રાવણુ વદ ૨ નારોજ શ્રીગોકુલ પધાર્યા.

શ્રીગોકુલમાં શ્રીમહાચાર્યચરણ જે કોઠામાં નિવાસ કરતા તેમાંજ શ્રીમત્પ્રભુચરણુ રહ્યા. ત્યાંથી શ્રીવલ્લભ સાથે મત્પ્રભુચરણુ ગોવર્ધનપૂજા કરવા પધાર્યા. શ્રીગોવર્ધનનાથજી સામા પધાર્યા. ત્યાં જન્માષ્ટમીનો ઉત્સવ કર્યો. ગોકુલમાં તે દરમ્યાન શ્રીગિરિધરજીને મહાવનના ભોમીઆઓ સાથે તકરાર થવાથી શ્રીમત્પ્રભુચરણુ શ્રીગોકુલથી મથુરા કપુર ક્ષત્રિયની હવેલીમાં પધાર્યા. અહિં છિત્સ્વામી ખોટું શ્રીફલ લઇ ચેષ્ટા કરવા આવેલ તે શ્રીફલ શ્રીમત્મપ્રભુચરણે તેમની પાસે તરત ફોડી તેમાંથી કાચું દુધ તથા સુંદર કોપરૂ કાઢયું. તેથી તે શરણે આવી પાસે રહેવા લાગ્યા અને કીર્તન કરતા.

સંવત્ ૧૬૨૩માં શ્રીમત્પ્રભુચરણુ દ્વારકા પધાર્યા. તે ગુજરાતમાં વિરાજતા હતા ત્યારે શ્રીનાથજી માઘ વદ ૭ ના

રોજ ગોવર્ધનથી મથુરાજી પધાર્યા ને ત્યાં બે માસ એકવીસ દિવસ બિરાજી નૃસિંહ ચતુર્દશીના રોજ શ્રીગોવર્ધન પધાર્યા.

સંવત્ ૧૬૨૪ જેઠ (વ્રજ અષાઢ)વદ ૨ ના રોજ શ્રીમત્પ્રભુ ચરણે શ્રીવલ્લભનું લગ્ન વેણુભટ્ટની પુત્રી શ્રીપાર્વતીજી સાથે મથુરાજીમાં ઘણા વૈભવથી કર્યું.

મથુરાના બ્રાહ્મણો શ્રીમત્પ્રભુચરણના વૈભવને લીધે તેમનો દ્વેષ કરી તકરાર કરવા મંડયા અને ગોકુલના ચોધરીઓએ તેમને શ્રીગોકુલ પધારવા વિનતિ કરી, તેથી સંવત્ ૧૬૨૮ માઘ વદ ૭ ના રોજ શ્રીમત્પ્રભુચરણે શ્રીગોકુલમાં અચલ વાસ કર્યો. ત્યાં જલઘર ફૂલઘર, તોષાભંડાર. ગોશાલા, અશ્વશાલા વિગેરે બંધાવ્યા.

શ્રીમત્પ્રભુચરણે શ્રીગોકુલેશાષ્ટક, ભક્તિહંસ, ભક્તિહેતુ, વિદ્વન્મંડન, વિહારરસ, ઉલ્લાસ, વ્રતચર્યા, દાનલીલા, ગુપ્તરસ, લલિતત્રિભંગ, ઉદ્બોધ, સ્વામિનીસ્તોત્ર સ્વામિન્યષ્ટક, કૃષ્ણપ્રેમામૃત, શ્રીવલ્લભાષ્ટક, સર્વોત્તમસ્તોત્ર, ટિપ્પણી, ભાવરસ બોધિની, પ્રેમામૃત વિવરણ, ગીતાતાત્પર્ય, મુક્તિતાત્પર્ય; ષટ્પદી, પ્રબોધ વિગેરે ગ્રંથો લખ્યા છે. રાજભોગાર્તિકાર્યા, સંધ્યાર્તિકાર્યા, શનયાર્તિકાર્યા વિગેરે સેવોપયોગી ગ્રંથો પણ લખ્યા છે. બ્રહ્મસૂત્રના છેલ્લા દોઢ અધ્યાયનું ભાષ્ય પણ શ્રીમત્પ્રભુચરણે લખેલું છે.

શ્રી ગોવર્ધન નાથજીની આજ્ઞા પ્રમાણે શ્રીમત્પ્રભુચરણે સંવત્ ૧૬૩૦માં સજ્યામંદિર તથા જગમોહન કરાવવાનો

પ્રારંભ કર્યો. આ કાર્ય માટે શ્રીવલ્લભને ગોવર્ધન રાખ્યા પછી મંદિર પૂર્ણ થતાં મુહૂર્ત જોવરાવી શ્રીનાથજીને ત્યાં પધરાવ્યા.

શ્રીમત્પ્રભુચરણ દ્વારકાના મિષથી છ વાર ગુજરાત પધાર્યા. (૧) પ્રથમ અડેલથી ગુજરાત પધાર્યા (૨) સંવત્ ૧૬૧૩માં પુનઃઅડેલથી પધાર્યા (૩) સંવત્ ૧૬૧૯માં ગઢાથી પધાર્યા (૪) સંવત્ ૧૬૨૩માં મથુરાથી પધાર્યા. (૫) સંવત્ ૧૬૩૧માં શ્રીગોકુલથી પધાર્યા. (૬) સંવત્ ૧૬૩૮માં પધાર્યા.

એક સમય શ્રીમત્પ્રભુચરણે શ્રીગોકુલમાં ધણીઓરના કેશવજાની અને ખંભાતના જીઉભાઈને બોલાવી ગુજરાતના વૈષ્ણવોને સાથે લઈ પોતાના દેશ વિદાય થવાની આજ્ઞા કરી. પછી શ્રીવલ્લભને બોલાવી શ્રીનવનીતપ્રિયાજી સોંપ્યા અને 'શ્રીઘનશ્યામ તુમેરી ગોદ હે; ઈનકી રક્ષા સર્વદા તુમ કરીઓ' એવી આજ્ઞા કરી, શ્રીગિરિધરજી તથા શોભાજીને સાથે લઇ શ્રીજીદ્વાર પધાર્યા. સમય ઉપર શ્રીવલ્લભને ગોકુલ-થી બોલાવ્યા, અને પર્વત ઉપર જઈ, નિજમંદિરમાં જઇ, શ્રીનાથજી તથા સ્વમાર્ગીય ગ્રંથો શ્રીવલ્લભને દર્શાવી, 'યહ તુમેરી વસ્તુ હે ઓર તુમકુ સબ સોંપત હું' એમ કહ્યું. પછી પર્વત નીચે પધારી પોતાના કંઠની માલા શ્રીવલ્લભને પહેરાવી તથા પોતાની પાઘ બંધાવી, પોતાની પાસે બેસારી ભોજન કરાવ્યું અને પછી શ્રીગોકુલ વિદાય થવા આજ્ઞા કરી. મુકુંદદાસને તેમને શ્રીગોકુલ પહોંચાડવા મોકલ્યા. પછી

શ્રીગિરિધરજીને પાસે બોલાવી " રોવત કાહિકું. માર્ગપ્રણીત પ્રકારકી રક્ષા શ્રીવલ્લભ કરેંગે, ઓર યાહી વર્ષમેં ઉનકે ઘર પુત્ર હોયગો તાકો નામ શ્રીગોપાલ ધરીઓ " એમ કહ્યું. પછી શ્રીમત્પ્રભુચરણે બે પત્ર લખ્યા. એક પત્રમાં સર્વ પુત્રોને શિક્ષા આપી અને 'મેરો કહ્યો માનો તો લૌકિક અરૂ અલૌકિક જો કરો સો શ્રીવલ્લભકે પૂછી કે કરીઓ' એમ લખ્યું. બીજા પત્રમાં પોતાની પાછલ ઉત્તરક્રિયા કેમ કરવી તે લખ્યું. ઉભય પત્ર ગાદી તલે રાખ્યા, અને ગાયો ખરિકમાં આવી ત્યારે લીલા કરી. સંવત્ ૧૬૪૨ પોષ ( વ્રજ-માઘ ) વદ ૭. ઉભય પત્રો શ્રીગિરિધરજીએ પોતાની પાસે રાખ્યા.

## પાઠ ૩. શ્રીગોકુલનાથ.

શ્રીમદ્વિઠ્ઠલપ્રભુના સાત પુત્રોમાં ચતુર્થ પુત્ર શ્રીગોકુ-લનાથ સર્વથી વિશેષ પ્રતાપી હતા. શ્રીમદ્વિઠ્ઠલપ્રભુએ તેમને શ્રીનાથજી તથા સ્વમાર્ગીય ગ્રંથો દર્શાવી ' યહ તુમેરી વસ્તુ હે ઓર તુમકુ સબ સોંપત હું ' એમ કહી, નીચે પધારી પોતાના કંઠની માલા તેમને પહેરાવી પોતાની પાઘ બંધાવી વિગેરે ગયા પાઠમાં કહેલ છે. શ્રીમદ્ગોકુલનાથ વિશેષ પ્રતાપી હોવાથી તેમનો વૃતાંત આ પાઠમાં આપ-વામાં આવે છે.

શ્રીગોકુલનાથજીનું પ્રાકટ્ય સંવત્ ૧૬૦૮ના માગશીર્ષ શુદ ૭ શુક્રવારે પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં સિદ્ધિયોગમાં,

વાણિજ્ય કરણુમાં, સૂર્યાસ્ત પછી ઘટી ૧ પળ ૫૬ સમયે પ્રયાગ પાસે અડેલમાં થયું. તે સમયે શોભાબેનાજીએ કેસરસ્નાન તથા માંગલ્ય આર્તિ કરી, અને કૃષ્ણદાસીએ 'શ્રીગોકુલનાથ આયા" એમ કરી બોલાવ્યા. તેથી તેજ નામ પ્રસિદ્ધ થયું. શ્રીમદ્‌વિઠ્ઠલપ્રભુ તે સમયે શ્રીગોવર્ધન હતા. ત્યાંથી પધાર્યા ત્યારે તેમણે નક્ષત્રનામ દામોદર, માસનામ કૃષ્ણ ગુપ્ત રાખ્યાં અને 'શ્રીવલ્લભ' નામ પાડયું તે પણ વ્યવહારમાં પ્રસિદ્ધ છે.

શ્રીમદાચાર્યચરણ તથા શ્રીવિઠ્ઠલે પોતાના સેવકોને શ્રીગોકુલનાથના અલૌકિક પ્રાકટયની વાત અગાઉથી કહી હતી. શ્રીમદાચાર્યચરણે કોકિલાવનમાં ચતુરા નાગાને શ્રીગોકુલનાથજી તેને શરણે લેશે એમ જણાવેલ. તેમજ શ્રીવિઠ્ઠલેશે ચાચાહરિવંશજી, ચાંપાભાઈ, શંકરભાઇ, ખંભાતના માધવજી, જીવા પારેખ, સહજપાલ દોશી, ભાઇલા કોઠારી વિગેરેને શ્રીગોકુલનાથજીનું સ્વરૂપ જણાવેલ હોવાથી તેઓએ તેમની સેવા તથા ભજન કરેલ છે. માધવદાસભાઇના ધોલ ઘણાં પ્રસિદ્ધ છે તેમાં " ભકિતમાર્ગ રે પ્રકટ કરી પ્રકટ પુરૂષોત્તમ આવ્યાજી " "શ્રીવિઠ્ઠલકુલ પરિવારમાં સાર શ્રીવલ્લભનામજી" વિગેરે તેમણે ગાએલ છે.

સંવત્ ૧૬૧૫ ચૈત્ર શુક્લ ૬ શુક્રવારે પ્રયાગમાં શ્રીવલ્લભને યજ્ઞોપવીત દીધા પછી તેમણે કર્ણાટકના નારાયણભટ્ટ પાસે વિદ્યાભ્યાસનો પ્રારંભ કર્યો. પ્રયાગથી ગઢા થઇ

સંવત ૧૬૨૩ માં મથુરામાં વાસ કર્યો ત્યારે ત્યાં દક્ષિણના પંડિત શિવદત્ત પાસે વિદ્યાભ્યાસ કરતા. સંવત્ ૧૬૨૩ માં બીરબલ અને ટોડરમલ્લ વચ્ચે જન્માષ્ટમી કયા દિવસે હતી તે સંબંધી તકરાર થતાં કમલાકર ભટ્ટને ત્યાં તેનો નિર્ણય કરવા સભા થઈ. આ સભામાં શ્રીવલ્લભે પ્રબોધ સરસ્વતીના મતનું ખંડન કરી, શ્રીગુસાંઇજીના ઘરને અનુસરી રાજા ટોડરમલે જન્માષ્ટમી આગલે દિવસે કરી હતી તેજ બરાબર હતી એમ પ્રતિપાદન કર્યું.

સંવત્ ૧૬૨૪ ના ગુજરાતી જેઠ કૃષ્ણ ૨ ગુરૂવારે વેણાભટ્ટની પુત્રી પાર્વતીજી સાથે મથુરામાં ઘણા વૈભવથી શ્રીગોકુલનાથના લગ્ન થયાં. તેનું વર્ણન મહાવદાસભાઈના " વિવાહખેલ " ગોપાલદાસભાઈના " પ્રાકટ્યસિદ્ધાંત " તથા રૂપાબાઈના " શોભન "માં છે.

શ્રીમદ્ વિઠ્ઠલપ્રભુએ શ્રીગોકુલમાં સંવત્ ૧૬૨૮ માં દઢવાસ કર્યો. ત્યારપછી તેઓશ્રીએ પોતાના સાતે બાલકોના પોતપોતાના સેવ્યસ્વરૂપ નક્કી કરી તેઓને તે તે સ્વરૂપની સેવાના બંટા સોંપ્યા. શ્રીગોકુલનાથજીને શ્રીગોવર્ધનધર શ્રીગિરિધારીના સ્વરૂપની સેવા આપી. આ સ્વરૂપ હાલ " શ્રીગોકુલેશજી " નામથી પ્રસિદ્ધ છે અને શ્રીગોકુલમાં વિરાજે છે. સંવત્ ૧૬૪૨ ના માઘ વદ ૭ ના રોજ શ્રીવિઠ્ઠલપ્રભુએ આસુરવ્યામોહ લીલા કરી. ત્યારપછી સંવત્ ૧૬૪૬ માં શ્રીગિરિધરજીએ શ્રીગોકુલનાથજીના સેવક પવા ત્રવાડીને

બોલાવ્યા અને સર્વ ભાઇઓને જૂદા થવા જણાવ્યું. શ્રીગોકુલનાથજીએ ના પાડી, અને પોતે પરદેશ કરી ખર્ચ માટે સગવડ કરી આપશે તેથી નિશ્ચિંતતાથી સેવા કરવા કહેવરાવ્યું છતાં શ્રીગિરિધરજીએ માન્યું નહિ. " ઘરમાંથી કાંઇ વહેંચણી કરવાની નથી તેથી સર્વ પોતપોતાની સેવા લઇ જૂદા થાઓ અને શ્રીવિઠ્ઠલપ્રભુનું દેવું હું ભરીશ " એવી રીતે સર્વને જૂદા થવા આગ્રહ કર્યો. તેથી શ્રીગોકુલનાથજી પોતે શ્રીગોવિંદરાયજીના કુટુંબને તથા શ્રીવિઠ્ઠલનાથજી તથા શ્રીમદનમોહનજી એ ત્રણ સ્વરૂપને પધરાવી શ્રીવિઠ્ઠલેશપ્રભુની બેઠકમાં રહ્યા, અને બાંટમાં કાંઇ પણ લીધું નહિ. તેથી પ્રથમ દિવસે સિંહાસન ઉપર વહુજીના ચિર બીછાવી સેવા કરી.

શ્રીયદુનાથજી વનસ્પતિશાસ્ત્રમાં પ્રવીણ હતા પરંતુ ભગવત્સેવામાં તેમની પ્રીતિ નહતી. તેથી તેમને સોંપેલી શ્રીનવનીતપ્રિયાજીની સેવા શ્રીવિઠ્ઠલપ્રભુ પોતે કરતા. શ્રીવિઠ્ઠલેશે આસુરવ્યામોહ કર્યા પછી શ્રીગિરિધરજી આ સેવા કરતા. વહુજીની શીખામણથી શ્રીયદુનાથજીએ પોતાની સેવા માગી. તે આપવા શ્રીગિરિધરજીએ ના પાડી, અને તેને બદલે શ્રીબાલકૃષ્ણજીની સેવા પધરાવી આપવા કહ્યું. તેથી કલહ થયો. શ્રીઘનશ્યામજી શ્રીયદુનાથજીના સાઢુ હોવાથી તેમણે શ્રી યદુનાથજીનો પક્ષ લીધો અને બાહુબલ તેમનામાં ઘણું હોવાથી શ્રી ગિરિધરજીને બે માસ સુધી દ્વાર બંધ રાખી

સેવા કરવી પડી. પછી શ્રીગિરિધરજીએ શ્રીગોકુલનાથજીને કહેવાથી તેમણે શ્રીઘનશ્યામજીને સમજાવ્યા કે શ્રીયદુનાથજીની સેવામાં પ્રીતિ નથી તેથી શ્રીનવનીતપ્રિયાજી તેમને ત્યાં પધારે નહિ અને નિરર્થક કલહનો ત્યાગ કરો. તેથી આ કલહનો અંત આવ્યો.

સંવત્ ૧૬૪૬ના ચૈત્ર શુદ ૯ નારોજ ચાંપાભાઈ તથા ચાચાહરિવંશજીના અતિશય આગ્રહથી શ્રીગોકુલનાથ દ્વારકા યાત્રા કરવાના મિષે ગુજરાત પધાર્યા. આ ગુજરાત-પ્રવાસનું વર્ણન કલ્યાણભટ્ટે ચતુર્થ તથા પંચમ તરંગમાં કલ્લોલમાં કર્યું છે. પરમભગવદીય ગોપાલદાસભાઈએ આ વિષય ઉપર 'ગુજરાતપ્રસંગ' ગ્રંથ લખ્યો છે. ગુજરાત પધારતી વખતે આપે ચાંપાભાઈને જે કોઈ વૈષ્ણવ આવે તેનું સમાધાન કરવા આજ્ઞા કરેલી હોવાથી ચાંપાભાઈ જે વૈષ્ણવો આવતા તેમને પ્રસાદ લેવરાવતા અને તેમની સર્વ સેવાચાકરી કરતા. તેથી ભીંતરની પ્રચારક બાઈ બહુજ બડબડતી. આ હકીકત ચાંપાભાઈએ શ્રીગોકુલનાથને ગુજરાતમાં જણાવતાં તેઓશ્રીએ આજ્ઞા કરી કે "અમારે ત્યાં જે કાંઈ છે તે સર્વ વૈષ્ણવનુંજ છે. વૈષ્ણવોના ઉપયોગમાં ન આવે તે શા કામનું? તેથી જે કોઈ નિષ્કિંચન વૃદ્ધ અપંગ રોગી વૈષ્ણવ આવે તેમને અન્ન, વસ્ત્ર, ઓષધ જે જોઈએ તે સન્માન પૂર્વક આપજો, અને કોઈ વાતે સંકોચ રાખશો નહિ."

સંવત્ ૧૬૪૭ના વૈશાખ શુદ ૧૨ ના રોજ ગુજરાતથી આપશ્રી ગોકુલ પધાર્યા.

શ્રીવિઠ્ઠલપ્રભુએ શ્રીગોવર્ધનનાથજી માટે તેમની આજ્ઞા પ્રમાણે સજ્યામંદિર દેવું કરી બંધાવેલ. તે દેવું વ્યાજ સહિત રૂ. ૩૨૦૦૦) બત્રીસ હજાર થયું. શ્રીગિરિધરજીએ કોઇને વાંટ આપેલ નહિ અને દેવું પોતે ભરવા કહ્યું હતું. છતાં તેમણે પૂર્વમાં પરદેશ પધારી પોતાના પુત્ર મુરલધરને લખ્યું કે લેણદારને તે કહે કે દેવું બધા ભાઇઓ પાસેથી લે. ખતમાં શ્રીગિરિધરજીની સહી હોવાથી બીજા ભાઈઓ પાસેથી લેણું માગી શકાય તેમ નહિ હોવાથી લેણદારો શ્રીનવનીતપ્રિયાજીની રાજભોગની થાળ રોકી બેઠા. આ સમાચાર મળતાં શ્રીગોકુલનાથે કરજ પોતે આપવાનું કબુલ કરી, રણુસ્થંભોરના લાડબાઇએ સોનામહોરો ભેટ કરી તેમાંથી પિતાનું ઋણ ચુકવ્યું.

શ્રીગોકુલનાથને ત્રણ પુત્રો થયા હતા (૧) શ્રીગોપાલ (૨) શ્રીવિઠ્ઠલરાય અને (૩) શ્રીવ્રજરત્ન. શ્રીવ્રજરત્નને બાલ્યાવસ્થામાં જ લીલા કરી. શ્રીગોપાલ તથા શ્રીવિઠ્ઠલરાયને અનુક્રમે સંવત્ ૧૬૪૯ના ચૈત્ર તથા ૧૬૫૦ના વૈશાખમાં યજ્ઞોપવીત દીધાં. શ્રીગોપાલનાં પ્રથમ લગ્ન સંવત્ ૧૬૫૫માં સહજાદાપુરમાં પરશુરામ ભટની કન્યા સાથે કર્યાં અને તે વહુએ લીલા કરતાં પુનઃ ભટ્ટ બલભદ્રની કન્યા ગોપદેવી સાથે શ્રીગોકુલમાં લગ્ન કર્યાં. શ્રીવિઠ્ઠલરાયનાં લગ્ન રણુસ્થં-

ભોરમાં રાજ્યદીક્ષિત મધુસૂદનભટ્ટની કન્યા પ્રાણમતી સાથે સંવત્ ૧૬૫૮ના માગશર વદ ૨ના રોજ કર્યા.

સંવત્ ૧૬૫૯ના આષાઢ શુદ ૧૦ના રોજ નવું મંદિર કરાવી શ્રીનાથજીને પાટ બેસાડ્યા. તેનું વર્ણન ભરૂચના નાગરભાઇએ તૃતીય તરંગમાં વિસ્તારથી કર્યું છે.

શ્રીગોકુલનાથજીએ પોતે કોઈ સ્વતંત્ર ગ્રંથ લખ્યા નથી, પરંતુ આચાર્યશ્રીના ગ્રંથોપર ઉત્તમ ટીકાઓ લખી આશય સારી રીતે સમજાવ્યો છે. શ્રીસર્વોત્તમસ્તોત્ર ઉપર સંસ્કૃતમાં મોટી તથા નાની એમ બે ટીકાઓ લખી છે, અને વિજ્ઞપ્તિના ૩૫ શ્લોકો લખ્યા છે. શ્રીસુબોધિની ઉપર કોઈ કોઈ સ્થલે સ્વતંત્ર લેખો લખ્યા છે.

શ્રીયમુનાષ્ટકના પ્રથમ શ્લોકની ટીકા શ્રીવિઠ્ઠલપ્રભુએ લખેલી તે શ્રીગોકુલનાથજીને દેખાડતાં તેઓશ્રીએ 'ઠીક છે' એમ કહેલ. પછી શ્રીવિઠ્ઠલેશે તે ટીકા લખવાનું મુલતવી રાખવાથી શ્રીગોકુલનાથે સાડાત્રણ શ્લોકની ટીકા લખી તે વાંચી શ્રીવિઠ્ઠલ ઘણું પ્રસન્ન થયા. ત્યારપછી શ્રીવિઠ્ઠલ જે ગ્રંથ લખતા તે શ્રીગોકુળનાથને દેખાડતા અને જો તે પોતાને ગમે તો 'ઘણું ઉત્તમ છે' અને ન ગમે તો 'ઠીક છે' એમ શ્રીગોકુલનાથ ઉત્તર આપતા

શ્રીસર્વોત્તમસ્તોત્રની ટીકાઓમાં તથા લલિતત્રિભંગસ્તોત્રના પહેલા શ્લોકપરની ટીકામાં શ્રીગોકુલનાથે શ્રીમહાચાર્યચરણના વંશ્યોની આ સંપ્રદાયમાં કેવી સ્થિતિ છે તે

સમજાવ્યું છે. "भुविभक्तिप्रचारैककृते स्वान्वयकृत्" નામમાં 'अन्वय' શબ્દનો, અને "स्ववंशेस्थापिताशेषस्वमाहात्म्यः" નામમાં 'वंश' શબ્દનો અર્થ 'पुत्र'જ છે અને શ્રીમદા- ચાર્યચરણે પોતાનું સર્વ સામર્થ્ય શ્રીવિઠ્ઠલેશપ્રભુમાંજ સ્થાપન કર્યું હતું એવો તેઓશ્રીનો અભિપ્રાય છે. શ્રીમદાચાર્યચરણના અન્ય વંશ્યો પૈકી જેઓમાં શ્રીમદાચાર્યચરણ જેવા ગુણો હોય તેઓને તેવા માનવા. પરંતુ જેઓમાં તેવા ગુણો ન હોય તેઓને તેવા માની શકાય નહિ એવો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવેલ છે. અગ્નિવંશમાંજ પોતાનું પ્રાકટ્ય હોવા છતાં આવી રીતે સ્પષ્ટ અભિપ્રાય આપી શ્રીગોકુલનાથે પોતાની નિઃસ્વાર્થતા જણાવી પોતે લોભથી પર છે એમ સિદ્ધ કર્યું છે.

શ્રીગોકુલનાથના સમયમાં તુલસીમાલાનો અતિ ગંભીર પ્રસંગ ઉત્પન્ન થયો. સંવત્ ૧૬૭૨માં ચિદ્રૂપ નામના સં- ન્યાસીએ જહાંગીર બાદશાહને પોતાની તાંત્રિક વિદ્યાવડે ઉજ્જયિનીની ગુફામાં ચમત્કારો દર્શાવી વશ કર્યો અને એવું વરદાન માગ્યું કે તમારા રાજ્યમાં કોઇ તુલસીમાલા પહેરે નહિ અને ઉર્ધ્વપુંડ્ર તિલક કરે નહિ તેવી વ્યવસ્થા કરો. બાદશાહે તે પ્રમાણે ફરમાન કાઢયું અને બાદશાહ ચિદ્રૂપનું ઘણુંજ સન્માન કરતો હોવાથી રાજ્યના અધિકા- રીઓ પણ તેનાથી ડરી તેના હુકમનો અમલ કરવા મંડયા. ઉજ્જયિનીમાં ઔદિચ્ય બ્રાહ્મણ ત્રિકમભાઇ અને સરાણીઆ

દેવાભાઇ સિવાય બધાએ ડરથી માલા ઉતારી. દેવાભાઈને માલાતિલક ધારણ કરી પોતાની ગુફા પાસેથી જતા જોઈ ચિદ્રૂપે બોલાવ્યા અને માલા ઉતારવા સમજાવી ધમકી આપી, પરંતુ માલા તો માથા સાટે છે એવો ઉત્તર આપી તેમણે માલા ઉતારી નહિ. તેથી ચિદ્રૂપે ઉજ્જયિનીના સુબા મહમદતકીને બોલાવી દેવાભાઇની માલા ઉતરાવવા હુકમ કર્યો. મહમદતકીએ દેવાભાઈને માલા ઉતારવા હુકમ કર્યો તે તેમણે માન્યો નહિ. તેથી તેમને હાથીના પગતળે છુંદી નાખવા મહમદ તકીએ હુકમ કર્યો. મહાવતે હાથી દેવાભાઇ તરફ અંકુશ મારી ધસાવ્યો, પણ ઘણા પ્રયાસ કરવા છતાં તે દેવાભાઈ તરફ ગયોજ નહિ. તેથી ક્રોધથી મહમદતકીએ બીજો મદોન્મત્ત હાથી મગાવી, તેને દેવાભાઇ ઉપર ધસાવવા હુકમ કર્યો. મહાવતે અંકુશ મારતાં હાથીએ ગાંડો થઇ દેવાભાઇની સામી બાજુએ દોડવા માંડયું અને ઘણા માણસોને કચરી નાખ્યાં. મહમદતકીએ દેવાભાઈનું પ્રભુ રક્ષણ કરે છે એમ સમજી વિશેષ પ્રયાસ ન કર્યો.

આ બનાવથી ચિદ્રૂપ ઝંખવાણો પડયો. એટલે તેણે વિચાર કર્યો કે ગોસ્વામિ બાલકો માલા ઉતારશે એટલે વૈષ્ણવો તરત ઉતારશે. આવી રીતે બાલકોની માલા ઉતરાવવાનો વિચાર કરી તે માટે તે મથુરા ગયો, અને સૂર્યકુંડ ઉપર ગુફા તૈયાર કરાવી તેમાં રહ્યો. અહિં તેને વૃંદાવનના

સાધુઓ મળતા. શ્રીગિરિધરજી પણ શ્રીગોકુલનાથ સાથે તેને મળવા જતા, પરંતુ વાદ કરી પંચાયત પૂજા કરવાનો અને માલા ઉતારવાનો તેણે વારંવાર આગ્રહ કરવા માંડ્યો તેથી શ્રીગોકુલનાથે તેની પાસે જવું બંધ કર્યું. ચિદ્રૂપે જહાંગીરને મળી સર્વની માલા ઉતરાવવાનો હુકમ કરાવ્યો અને ઘણાઓએ માલા ઉતારી. શ્રીગોકુલનાથે માલા ઉતારી નહિ અને "વેદશાસ્ત્રમાં માલા તિલકનો નિષેધ છે એમ સાબિત થાય તો જ માલા ઉતારી શકાય" એમ કહ્યું. ચિદ્રૂપે બાદશાહનો હુકમ હોવાથીજ ઉતારવી જોઇએ એવી તકરાર કરી. જહાંગીર હઠીલો હતો અને તેના હુકમનો અમલ થાય તે માટે બહુજ આગ્રહ રાખતો, પરંતુ અકબર પણ શ્રીવિઠ્ઠલેશને ઘણું માન આપતો તે તેના ધ્યાનમાં હતું અને નુરજહાન પણ તેને બોધ આપતી કે એકને માટે ઘણાંને દુઃખ દેવું ઉચિત નથી. તેથી શ્રીગોકુલનાથને તે કાંઇ પ્રકટ કહી શકયો નહિ, પરંતુ કાશ્મીર જતાં મથુરાના હાકેમ શેરખાન તથા શકદારને ચિદ્રૂપ કહે તે પ્રમાણે કરવાની આજ્ઞા કરી ગયો. તેથી ચિદ્રૂપે મથુરામાં જૂલમ ગુજારવા માંડ્યો. માલા વેચે અથવા પહેરે તેને ક્રૂર શિક્ષા કરાવવા માંડી. શ્રીગોકુલનાથે માલા નજ ઉતારી. તેથી " સર્વ કોઇએ માલા ઉતારી છે, પણ શ્રી ગોકુલનાથ ઉતારતા નથી " એવું મેજર કરી, તેમાં હાકેમોની સહીઓ લઇ, ચિદ્રૂપે તે બાદશાહને કાશ્મીર મોકલ્યું. કાશ્મીર

આવવા જહાંગીરે શ્રીગોકુલનાથ ઉપર ફરમાન કાઢ્યું, પરંતુ તે મળે તે પહેલાં ત્યાં જવા અશોફખાનનો પત્ર મળેલ હોવાથી, સંવત્ ૧૬૭૪ આષાઢ વદ ૯ ના રોજ સિત્તેર વર્ષની વયે પહાડોમાં ૪૪૪ કોષ દૂર કાશ્મીર જવા પ્રયાણ કર્યું. ૪૯ મજલો કરી ભાદરવા શુદ ૧૩ ના રોજ આપ કાશ્મીર પહોંચ્યા. મધુસૂદન ભાણેજને સાથે લઇ જહાંગીરની સભામાં પધાર્યા. વેદ શાસ્ત્રમાં માલા તિલકનો નિષેધ નહિ દર્શાવી શકવાથી આખરે જહાંગીરે હુકમ કર્યો કે ' ચિદ્રૂપ કહે તેમ કરો અથવા શ્રીગોકુલ છોડો ' શ્રીગોકુલનાથે શ્રીગોકુલ છોડવા કબુલ કર્યું અને સોરમજી રહેવા જહાંગીરની સંમતિ લીધી. પછી કાશ્મીરથી શ્રીગોકુલ પાછા પધારી, સોરમજી પધાર્યા.

કાશ્મીરમાં જહાંગીર માંદો પડયો તેથી દિલ્હી આવ્યો. ચિદ્રૂપ મારફત બ્રાહ્મણોને દાન કરાવવા દ્રવ્ય ચિદ્રૂપને મોકલ્યું. તેમાંથી કેટલુંક ચિદ્રૂપે રાખી લીધું. તે જાણવાથી તથા શ્રીગોકુલનાથને ગોકુલ છોડાવ્યું ત્યારથી દુઃખ પડે છે તેનું ભાન થવાથી તેણે શ્રીગોકુલનાથજીને સોરમજીથી શ્રીગોકુલ પધારવા લખ્યું. તેથી સંવત્ ૧૬૭૮ ફાગણ વદ ૧૦ ના રોજ આપ શ્રીગોકુલ પધાર્યા અને પછી શ્રીગોકુલ મૂકી કોઇ સ્થળે પધાર્યા નહિ.

શ્રીગોકુલમાં આપ પધાર્યાના સમાચાર જાણી ગામેગામથી વૈષ્ણવો આવ્યા. તેઓને વચાનમૃતદ્વારા સેવારસનો

આપશ્રીએ અનુભવ કરાવ્યો. તેનું વર્ણન ભરૂચના શ્રીગોકુલ-ભાઈજીએ શ્રીસ્વરૂપાનુભવ ગ્રંથમાં ૧૩૩ માંગલ્યથી કર્યું છે.

સંવત્ ૧૬૯૭ ના મહા વદ ૯ ના રોજ ૮૯ વર્ષ ૨ માસ અને ૧૯ દિવસ ભૂતલ ઉપર વિરાજી આપશ્રીએ આસુરવ્યામોહ લીલા કરી. તે સમયના આપશ્રીના ભગવદી-ઓની વિરહદશાનું વર્ણન મહાનુભાવી ભાઇ શ્રીગોપાલદાસે " ભકતભાવાર્થ " નામના ગ્રંથમાં કર્યું છે.

# પાઠ ૪. આત્મનિવેદન.

પાઠ ૧ માં આપણે જોયું કે શ્રીગોકુલમાં શ્રાવણ શુદ ૧૧ ના રોજ મધ્યરાત્રિએ સાક્ષાત્ ભગવાને શ્રીમહા-ચાર્યચરણ પાસે પ્રકટ થઈ તેમને જે આજ્ઞા કરી તેનું નિરૂપણ શ્રીમહાચાર્યચરણે સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં કર્યું છે.

જ્યારે ભગવાનની ઈચ્છા શુદ્ધપુષ્ટિભક્તિમાર્ગ પ્રકટ કરવાની થઇ ત્યારે આવો માર્ગ પ્રકટ કરવાનું સામર્થ્ય પોતાના મુખારવિંદરૂપ શ્રીમહાચાર્યચરણમાંજ છે એમ જાણી, તેમણે શ્રીમહાચાર્યચરણને ભૂતલ પર પ્રકટ થવાની આજ્ઞા કરી. શ્રીમહાચાર્યચરણે પણ ભગવાનનો અભિપ્રાય જાણી તેમની આજ્ઞા પ્રમાણે ભૂતલ પર પ્રકટ થઈ ભક્તિમાર્ગ પ્રકટ કર્યો. વળી પોતાના માર્ગની ભક્તિનું સ્વરૂપ, પોતાના માર્ગના-સેવ્યનું સ્વરૂપ, પોતાના માર્ગનો સેવાપ્રકાર, પુષ્ટિમાર્ગીય વિવેક, ધૈર્ય, આશ્રય, ચાર પુરૂષાર્થ વિગેરે

બીજા માર્ગથી કેવા ભિન્ન છે તે સર્વ બરાબર નિરૂપણ કર્યું, જેથી બીજા માર્ગથી આ માર્ગનું ભિન્નપણું બરાબર સમજાય. પછી પૂજામાર્ગમાં તે માર્ગમાં કહેલા દોષો દૂર કરી પૂજા કરવાનું લખેલું છે તે પ્રમાણે પુષ્ટિમાર્ગમાં કેવી રીતે સર્વ દોષને દૂર કરી સેવા કરવી તેનો વિચાર હજી મેં કર્યો નથી એમ શ્રીમદાચાર્યચરણ વિચારતા હતા, ત્યારે શ્રી ગોકુલેશ આનંદમાત્રકરપાદમુખોદરાદિરૂપથી તેમની પાસે પ્રકટ થયા અને પોતાની સેવામાં પ્રતિબંધ કરનાર દોષોને દૂર કરવાનાં અસાધારણ કારણનો શ્રી મહાચાર્યચરણને બોધ કર્યો, જેથી એ બોધ પ્રમાણે કરવાથી જીવતા સુધી દોષનો પ્રવેશ પણ થાય નહિ. શ્રીમદાચાર્યચરણે ભગવાનનો ઉપદેશ હૃદયમાં ધારણ કરી, તેનો બોધ સહેલાઇથી થઇ શકે તે પ્રમાણે તે સિદ્ધાંત શ્લોકમાં કહ્યો. આ ગ્રંથનું નામ સિદ્ધાંતરહસ્ય.

શ્રીગોકુલેશે શ્રીમદાચાર્યચરણને શ્રાવણ શુદ ૧૧ ના રોજ મધ્યરાત્રિએ બોધ કર્યો કે તમારે જીવોને બ્રહ્મસંબંધ કરાવવું જેથી તેઓના સર્વ દોષ દૂર થશે. બ્રહ્મસંબંધ એટલે આત્મસમર્પણ.

આત્મસમર્પણનો બોધ શ્રીમદ્‌ભાગવત, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા વિગેરે શાસ્ત્રોમાં પણ છે. કાયા, વાણી, મન, ઇંદ્રિયો વિગેરેથી જે કાંઇ કરવામાં આવે તે સર્વ ભગવાનને અર્પણ કરવું. આ મુખ્ય ભાગવત ધર્મ છે. તેનું આચરણ કરવાથી

માણુસનો કદાપિ પ્રમાદ થતો નથી, આંખો મીંચીને દોડવા છતાં તે પડતો નથી અથવા આખડતો નથી અને વિદ્યા-રહિત હોય છતાં તેને ભગવાનની પ્રાપ્તિ સહેલાઈથી થાય છે. *

મહાભારત વિગેરે શાસ્ત્રો રચવા છતાં વ્યાસજીને સંતોષ ન થયો, અને તેમનો આત્મા પ્રસન્ન થયો નહિ. તેથી પોતામાં શી ખામી છે તે કહેવા નારદને વિનતિ કરી. નારદજીએ તેમને કહ્યું કે ભગવાનના પવિત્ર યશનું તમે વર્ણન કર્યું નથી તેથી તમારા આત્માને સંતોષ થયો નથી. પછી નારદજીએ પોતાનો વૃતાંત વ્યાસજીને કહ્યો. તેમાં જેઓના ઉચ્છિષ્ટથી પોતાની બુદ્ધિ નિર્મલ થઈ તેઓએ કૃપા કરી પોતાને તાપત્રયની ચિકિત્સા જણાવી તે કહેલી છે. ષડ્ગુણ સંપન્ન ભગવાન પ્રભુમાં કર્મ યોજવાથી તાપત્રય દૂર થાય છે. જેમ સર્વનો નાશ કરનાર વિષને અન્ય દ્રવ્યોની ભાવના આપવાથી તે સર્વ રોગને દૂર કરનારી દવા થઈ જાય છે, તેમ સર્વનો નાશ કરનાર કર્મને પણ ભગવાનમાં યોજવાથી તે સર્વ દોષ દૂર કરનાર દવા થાય છે. જે કર્મથી નાશ થવાની શંકા થાય તેજ કર્મ ભગવાનમાં યોજવું. એ પ્રમાણે કરવાથી તે રોગરૂપ રહેતું નથી, એટલુંજ નહિ, પરન્તુ ઓષધરૂપ થઇ પહેલાંનાં કર્મનો પણ નાશ કરે છે×

---

* શ્રીમદ્ ભાગવત ૧૧–૨–૩૪ થી ૩૬.

× અહિં બ્રહ્મસૂત્ર ૪–૧–૩ ઉપરના અણુભાષ્યનું પણ અનુ-સંધાન કરવું.

તેજ પ્રમાણે પહેલાં કરેલાં કર્મ પણ ભગવાનને સમર્પણ કરવાથી તેઓનો નાશ થાય છે અને તેથી તે તાપ વિગેરે ઉત્પન્ન કરી શકતા નથી. કર્મમાત્ર પુણ્યકર્મ પણ સંસારના કારણરૂપ છે અને જન્મમરણ કરાવેછે. તેના તેજ સર્વ કર્મ " परे कल्पिताः समर्पिता आत्मविनाशाय कल्पन्ते । यथा प्रज्वलितेऽग्नौ तृणादि " ભગવાનમાં યોજવાથી, ભગવાનને સમર્પણ કરવાથી, જેમ પ્રજ્વલિત અગ્નિમાં ઘાસ હોમવામાં આવે તેનો નાશ થાય તેમ, પોતાનો નાશ કરે છે. જ્યારે તેનો નાશ થાય ત્યારે પછી તે તાપ કેમ ઉત્પન્ન કરી શકેજ ? નજ કરી શકે. *

કપિલે દેવહૂતિને ઉપદેશ આપ્યો છે તેમાં પણ ઉત્તરોત્તર કોણ વધારે ઉત્તમ છે તે જણાવ્યું છે. અહિં પણ જેને પોતાના સર્વ ક્રિયાર્થ અને આત્મા પ્રભુને અર્પણ કરેલ છે એટલે જે આત્મનિવેદી છે તેનાથી કોઈ પર નથી એવો સ્પષ્ટ ઉપદેશ છે. વ્યર્થ ત્યાગથી પણ ભગવાનને સમર્પણ કરવું એ ઉત્તમ છે. व्यर्थत्यागापेक्षया भगवति समर्पणमुत्तमम् ×

ભગવાને ઉદ્ધવને પણ પોતાને સર્વ સમર્પણ કરવાનો

---

* શ્રીમદ્ભાગવત ૧–૫–૩૨ થી ૩૪ સુબોધિની સાથે.

× શ્રીમદ્ભાગવત ૩–૨૯–૩૩ સુબોધિની.

ઉપદેશ કરેલ છે. + તેવીજ રીતે શ્રીમદ્ભગવદ્ગીતામાં અર્જુનને પણ એવોજ ઉપદેશ કરેલ છે.*

આ પ્રમાણે સમર્પણ કરવાનો શાસ્ત્રોમાં ઉપદેશ છે. સમર્પણ એટલે શું? એ સ્વાભાવિક પ્રશ્ન ઉદ્ભવે છે.

ભક્તિમાર્ગ સિવાયના પૂજામાર્ગ વિગેરે માર્ગોમાં સમર્પણનો અર્થ દાન કરવામાં આવે છે. પુષ્ટિમાર્ગમાં સમર્પણનો અર્થ દાન થતો નથી.

દાન એટલે પોતાની સત્તાનો ત્યાગ કરી પારકી સત્તા કરવી તે; પોતાની માલિકી તજી બીજાની માલિકી કરવી તે; જેમકે બ્રાહ્મણને ગાયનું દાન કરવામાં આવે છે, ત્યારે દાન કરનાર ગાય ઉપરની પોતાની માલિકી તજી બ્રાહ્મણની માલિકી કરે છે. પૂજામાર્ગ વિગેરેમાં પૂજા કરનાર સર્વ દ્રવ્યોને પોતાની માલિકીનાં માને છે અને જે દ્રવ્ય તે દેવને સમર્પે છે તેના ઉપરથી પોતાની માલિકી તજી દેવની માલિકીમાં તેને મૂકે છે. તેથી તે માર્ગોમાં નિવેદન એટલે દેવને કરવામાં આવતું દાન એવો અર્થ થાય છે.

પુષ્ટિમાર્ગમાં નિવેદન એવા પ્રકારનું નથી. પુષ્ટિમાર્ગમાં ભક્ત જાણે છે કે મારૂં કાંઈ છેજ નહિ; પરંતુ જે કાંઇ મારી પાસે છે તે સર્વ અને હું પોતે ભગવાન શ્રીકૃષ્ણના

---

+ શ્રીમદ્ભાગવત ૧૧-૧૧-૪૧.

* શ્રીમદ્ભગવદ્ગીતા ૯-૨૭.

છીએ, પરંતુ જ્યાંસુધી નિવેદન કર્યું નથી ત્યાંસુધી આ સર્વ હું મારૂં માની બેઠો અને પ્રભુની ચીજોને મારી માની તેનો દુરૂપયોગ કરી બહિર્મુખ રહ્યો. હવે મને ભાન થાય છે કે આ સર્વ ચીજો દેહ વિત્ત વિગેરે તથા હું પોતે (આત્મા) ભગવાનનાજ છીએ. તેથી જે ભગવાનનું છે તેજ ભગવાનને સુપરત કરૂં છું. પોતાની માલિકી દૂર કરી બીજાની માલિકી ઉત્પન્ન કરે તે દાન. અહિં તો મારી માલિકી છેજ નહિ, અને કદાપિ હતીજ નહિ. તેથી હું દાન કરતોજ નથી; પરંતુ જે પ્રભુનું હતું તે પ્રભુને સુપરત કરૂં છું. તેથી પૂજામાર્ગીય નિવેદનથી પુષ્ટિમાર્ગીય નિવેદન ભિન્ન છે એ ધ્યાનમાં રાખવું જોઈએ.

## પાઠ ૫. પુષ્ટિમાર્ગીય સંસ્કાર.

શ્રીમદાચાર્યચરણે પુષ્ટિમાર્ગનો ઉપદેશ કર્યો. શ્રીમદ્વિઠ્ઠલ પ્રભુએ તે પ્રમાણે સેવા કરી. તેથી શ્રીમદાચાર્યચરણે પુષ્ટિમાર્ગ કહ્યો, શ્રીમદ્‌વિઠ્ઠલપ્રભુએ તે કર્યો એટલે તે પ્રમાણે આચરણ કર્યું એમ કહેવાય છે. આ પુષ્ટિમાર્ગ સર્વ માર્ગથી ઉત્તમ છે. હાલ કલિકાલમાં સર્વ વિરૂદ્ધ આચારમાં તત્પર છે, સ્વાધ્યાય વિગેરે ક્રિયાથી હીન છે, અને જે કાંઇ આચાર કરે છે તે વિધિ વિના કરે છે, સર્વના મન વિક્ષિપ્ત છે, સર્વ ભ્રાંત છે, વ્રાત્ય જેવા સ્વતઃ દુષ્ટ છે. આ પ્રમાણે કાલના દોષથી સર્વની શક્તિ ક્ષીણ

થઈ ગઈ છે તેથી વૈદિક ધર્મનું આચરણ થઈ શકે તેમ નથી. + આ પ્રમાણે વર્ણાશ્રમના મુખ્ય ધર્મ નષ્ટ થતાં, છલથી જે કરવામાં આવે છે તે કાંઇ ધર્મ નથી. તેથી વૈદિક ધર્મથી આ કાલમાં મુક્તિ થતી નથી. આ પ્રમાણે કાલના પ્રભાવથી વેદ વિગેરે સાધનોથી કલિકાલમાં મુક્તિ થતી નથી એમ જ્યારે ભગવાને જોયું ત્યારે ભગવાને આ પુષ્ટિમાર્ગનો બોધ કરેલ છે. તેથી આ કલિકાલમાં આ માર્ગ વિના અન્ય કોઈ માર્ગેથી ફલની પ્રાપ્તિ થતી નથી.×

આ માર્ગમાં મુખ્ય સંસ્કાર ‘નિવેદન’ છે. નિવેદન એટલે બ્રહ્મસંબંધ. જેમ વેદમાર્ગમાં મુખ્ય સંસ્કાર ગાયત્રી-મંત્ર છે તેમ આ માર્ગમાં મુખ્ય સંસ્કાર નિવેદન છે. ગાયત્રી મંત્રના ઉપદેશથી થતા સંસ્કારથી જેમ વેદમાર્ગમાં અધિ-કાર પ્રાપ્ત થાય છે તેમ આ માર્ગમાં બ્રહ્મસંબંધ અથવા નિવેદન સંસ્કારથી અધિકાર પ્રાપ્ત થાય છે. જેમ ગાયત્રી-મંત્રના સંસ્કારથી સર્વદોષ દૂર થતાં વૈદિક કર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે તેમ નિવેદનથી સર્વદોષ દૂર થતાં ભગવદ્‌ભજનનો અધિકાર પ્રાપ્ત થાય છે. જ્ઞાનમાર્ગમાં જેમ શમ દમ વિગેરે સાધનોથી અહંતા મમતા વિગેરેનો નાશ થયા પછી જ્ઞાનનો ઉદય થાય છે અને તેનાથી મોક્ષ થાય છે તે પ્રમાણે પુષ્ટિમાર્ગમાં પોતાનું સર્વસ્વ શ્રીઠાકુરજીને

+ તત્ત્વદીપ ૨. ૨૦૯—૨૧૦.

× સપ્રકાશ તત્ત્વદીપ ૨—૨૨૧.

નિવેદન કરી સેવામાં પ્રવૃત્ત થવાથી અને સેવામાંજ દેહ, ઇંદ્રિય, પ્રાણ વિગેરેનો વિનિયોગ કરવાથી ભગવાનમાં પ્રેમ ઉત્પન્ન થાય છે અને દેહ વિગેરેનો અધ્યાસ દૂર થાય છે. પછી ભગવાનમાં અતિશય ભાવ થતાં દેહના અવસાને સાક્ષાત્ ભજનાનંદનો અનુભવ થાય છે. જેમ બ્રાહ્મણનો પુત્ર જન્મથીજ સામાન્ય રીતે બ્રાહ્મણ કહેવાય છે, પરંતુ તેને ગાયત્રીમંત્રનો ઉપદેશ થયા પછી તે ખરો બ્રાહ્મણ થાય છે તેમ જીવમાત્ર જીવ હોવાથીજ સામાન્ય રીતે ભગવાનના દાસ ગણાય, પરંતુ સમર્પણ અથવા બ્રહ્મસંબંધ થયા પછી તે ભગવાનના ખરા દાસ થાય છે.

પ્રથમ જે ભક્તિ તિરોહિત હતી તે ભક્તિના સૂક્ષ્મબીજરૂપ તાપાત્મક ફલરૂપ ભક્તિ નિવેદનથી ઉત્પન્ન થાય છે. તેથી નિવેદન પુષ્ટિમાર્ગીય સંસ્કાર છે. નિવેદન વિના પુષ્ટિમાર્ગમાં પ્રવેશ થતો નથી. જેમ ગાયત્રીનો ઉપદેશ પૂર્વદોષને દૂર કરી બીજભૂત બ્રહ્મત્વને ઉત્પન્ન કરી બ્રાહ્મણ માતપિતાના પુત્રને ખરો બ્રાહ્મણ બનાવે છે, તેમ નિવેદન સર્વદોષોને દૂર કરી તિરોહિત ભક્તિના તાપાત્મક ફલરૂપ ભક્તિબીજને ઉત્પન્ન કરી જીવને ખરો દાસ બનાવે છે. જેમ બ્રાહ્મણનું બ્રહ્મત્વ કર્મ જ્ઞાન વિગેરે સાધનોથી વૃદ્ધિ પામી આત્મા દેહ વિગેરે સર્વમાં આવિર્ભૂત થઈ તેમનામાં બ્રહ્મભાવ સંપાદન કરે છે અને પછી તે જ્ઞાનરૂપી

અગ્નિથી તેના સર્વ કર્મ દગ્ધ થતાં તે દેહના અવસાને બ્રહ્મને પ્રાપ્ત કરે છે, તેમ નિવેદન સંસ્કારથી ઉત્પન્ન થએલી સૂક્ષ્મબીજરૂપી તાપરૂપ ભક્તિ 'ભક્તિવર્ધિની' ગ્રંથમાં કહેલા સાધનોથી ઉત્પન્ન થતાં ભગવાન સંબંધી પુષ્ટિમાર્ગીય મનોરથોની ભાવનાથી ' વ્યસન ' સુધી વૃદ્ધિ પામી, દેહ ઇંદ્રિયો પ્રાણ અંતઃકરણ તથા જીવમાં પ્રચુર તાપરૂપે આવિર્ભાવ પામે છે અને તેઓમાં ગાઢ ભાવ ઉત્પન્ન કરાવી તેઓને ભગવદ્ભાવ સંપાદન કરાવે છે. પછી તે ભક્તિથી દેહ વિગેરેના પ્રતિબંધ દગ્ધ થતાં દેહના અવસાને ' સેવાફલ ' માં કહેલી રીતે સાક્ષાત્ પુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે.

નિવેદન પુષ્ટિમાર્ગીય મુખ્ય સંસ્કાર છે. નિવેદન વિના પુષ્ટિમાર્ગમાં પ્રવેશ થતો નથી, તથાપિ જે જે નિવેદન કરે તે તે સર્વ જીવને સામાન્ય રીતે એવી ઉચ્ચ ભક્તિ પ્રાપ્ત થાય તેવો નિયમ નથી. પરંતુ જે જે જીવોનો ભગવાન અંગીકાર કરે છે તેઓને જ નિવેદન પછી એવી ભક્તિ પ્રાપ્ત થાય છે. ભગવાન દૈવ જીવોનો અંગીકાર કરે છે. તેઓને જ નિવેદન પછી ભકિત પ્રાપ્ત થાય છે. પરંતુ જે જીવોમાં તાપાત્મક બીજભૂત ભક્તિ નિવેદન કરવા છતાં પણ ઉત્પન્ન થતી નથી તેવા જીવો નિવેદન થયા પછી પણ લૌકિક રીતેજ સેવામાં પ્રવૃત્ત થાય છે. આવા જીવોને ભક્તિ પ્રાપ્ત થવામાં ભગવાને જ પ્રતિબંધ કરેલ હોવાથી તેઓને ભક્તિની પ્રાપ્તિ થતી નથી. આવા જીવો આસુર જ

છે. તેમનામાં બીજભૂત તાપાત્મક ભક્તિ નથી તેથી તેઓમાં ભક્તિની વૃદ્ધિ થતી નથી. બીજજ ન હોય તો વૃદ્ધિ શેની થાય ?

નિવેદન પુષ્ટિમાર્ગીય મુખ્ય સંસ્કાર છે. નિવેદનથી દૈવ જીવોને સૂક્ષ્મબીજભૂત તાપાત્મક ભક્તિ પ્રાપ્ત થાય છે. આસુર જીવોનો કદાપિ પુષ્ટિમાર્ગમાં પ્રવેશ થતો જ નથી. આવા જીવોનો ભગવાન+ કદાપિ અંગીકાર કરતાજ નથી. દૈવ જીવોનો ભગવાન અંગીકાર કરે છે. તેમને નિવેદન કરવાથી સૂક્ષ્મબીજભૂત તાપાત્મક ભક્તિની પ્રાપ્તિ થાય છે. પછી 'ભક્તિવર્ધિની' માં કહેલા સાધનોથી ભક્તિની વૃદ્ધિ થતાં તેઓને શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે.

## પાઠ ૬. ગદ્યમંત્ર.

નિવેદન એટલે આત્મનિવેદન, સમર્પણ અથવા બ્રહ્મસંબધ. પુષ્ટિમાર્ગીય આચાર્યદ્વારા ભગવાનને નિવેદન કરવું તે બ્રહ્મસંબંધ. શ્રીમદાચાર્યચરણ શ્રીવલ્લભાચાર્ય સમીપ ગદ્યમંત્રમાં કહેલી પ્રતિજ્ઞા લેવાથી બ્રહ્મસંબંધ થાય છે. રા. તેલીવાલાએ સિદ્ધાંતરહસ્યના ઉપોદ્‌ઘાતમાં ગદ્યમંત્ર નીચે પ્રમાણે આપેલો છેઃ—

**"सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्दतिरोभावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहापराणि आत्मना सह समर्पयामि, दासोऽहं, कृष्ण तवास्मि।"**

શ્રીગોકુલેશજીના ચતુર્થગૃહમાં આ મંત્રમાં कृष्णाय શબ્દ પછી "श्रीगोपीजनवल्लभाय" શબ્દ વિશેષ મૂકવામાં આવે છે.

નવરત્નના પ્રકાશમાં શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુએ નિવેદન કરવાથી સાક્ષાત્ શ્રીગોકુલેશના ભજનનો અધિકાર પ્રાપ્ત થાય છે એમ કહેલ છે. તેથી નિવેદન આવશ્યક છે. તેથી નિવેદન કેવી રીતે થાય એવી જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. તેથી શ્રીમદાચાર્યચરણે નિવેદન કરવા ગદ્યમંત્ર કહેલો છે. તેનો અર્થ હવે વિચારીએ. આ મંત્રનો અક્ષરશઃ અર્થ નીચે પ્રમાણે છે:

"સહસ્ર પરિવત્સર જેટલા કાલથી થએલા કૃષ્ણવિયોગથી થએલા જેના તાપ ક્લેશ અને આનંદનો તિરોભાવ થએલો છે તેવો હું ભગવાન કૃષ્ણ (શ્રીગોપીજનવલ્લભને) દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ અને તેઓના ધર્મો, દારા, ગૃહ, પુત્ર, આપ્ત, વિત્ત, આ લોક અને પરલોક, આત્મા સાથે સમર્પણ કરૂં છું. હે કૃષ્ણ! હું આપનો દાસ છું."

આ મંત્રમાં સહસ્રનો અર્થ એક હજાર નથી, પરંતુ અનંત છે. જેમ અગ્નિમાંથી તણખા નીકળે છે તેમ બ્રહ્મમાંથી જીવોનું વ્યુચ્ચરણ થાય છે એ આપણે પહેલા ભાગમાં પાઠ ૭માં જોયું. જ્યારથી વ્યુચ્ચરણ થયું ત્યારથી સમર્પણ કરતાં સુધીનો બધો કાલ અગણિત વર્ષોનો છે. તેથી 'સહસ્ર' શબ્દ 'અનંત' અર્થમાં અહિં યોજેલો છે.

શ્રુતિમાં ચાર પ્રકારના વર્ષ કહેલાં છે. (૧) સંવત્સર (૨) પરિવત્સર, (૩) અનુવત્સર અને (૪) ઈદાવત્સર. તેમાં 'અગ્નિ સંવત્સર, આદિત્ય પરિવત્સર, વાયુ અનુવત્સર ચંદ્રમા ઈદાવત્સર' છે. અહિં 'પરિવત્સર' શબ્દ યોજ્યો છે, કારણ કે તે આદિત્યરૂપ છે. તેથી એવો અર્થ થાય છે કે જેટલો સમય સંસારના કારણરૂપ ભગવાનનો વિયોગ રહ્યો તે અનંત પરિવત્સર જેટલા ઘણા સમય સુધી એકત્ર થએલા અનંત સૂર્યોથી જેવો સંતાપ થાય તેવો બહુજ સંતાપ રહ્યો.

શ્રીકૃષ્ણ રસાત્મક છે, રસરૂપ છે. શ્રીકૃષ્ણનો વિયોગ થયો પણ આનંદાંશ તિરોહિત થયો નહતો તે વખતે શ્રીકૃષ્ણના વિયોગથી તાપ, ક્લેશ અને આનંદ થયા, તે ફલરૂપ હતા. શ્રીકૃષ્ણના વિયોગે તાપ, ક્લેશ થાય અને વિયોગાવસ્થામાં ભજનાનંદ થાય તે સર્વ ફલરૂપ છે. આનંદાંશનું તિરોધાન થતાં જ્યારે વ્યુચ્ચરણ થયું ત્યારે એ ફલરૂપ તાપ ક્લેશ અને આનંદનો તિરોભાવ થયો અને તેથી ફલસંબંધ ગયો.

પ્રથમ સૃષ્ટિસમયે પ્રવાહ, પૃષ્ટિ અને મર્યાદા એ ત્રણ માર્ગ પૈકી જેઓનો પુષ્ટિમાર્ગમાં અંગીકાર કરવાનો ભગવાને વિચાર કરેલો છે અને તેથી ભગવાનની ઇચ્છાથી જેઓ ઉચ્ચ ભાવથી ઉત્પન્ન થવાના છે તેઓને વ્યુચ્ચરણ પહેલાં શ્રીકૃષ્ણના વિયોગથી ફલરૂપ તાપ ક્લેશ અને આનંદ થાય

છે. તે સમયે બીજાઓને તો માત્ર 'હું બ્રહ્મ છું' એવી સ્ફૂર્તિજ હોય છે. પછી ભગવદાકારરૂપ આનંદાંશનું તિરોધાન થતાં, પુષ્ટિમાર્ગીય જીવોને ફલરૂપ તાપ ક્લેશ અને આનંદ થતા હતા તે તેમના વિયોગજ ધર્મનો તિરોભાવ થાય છે, અને બીજાઓને 'હું બ્રહ્મ છું' એવી સ્ફૂર્તિ થતી હતી તેનો તિરોભાવ થાય છે. તેથી શ્રીકૃષ્ણનો વિયોગ સર્વને છે. તથાપિ જેઓને પુષ્ટિમાર્ગમાં અંગીકાર કરવાનો ભગવાને વિચાર કરેલો છે તેમનેજ વ્યુચ્ચરણ પછી નિવેદન થતાં સુધી એ તાપ ક્લેશ અને આનંદનો તિરોભાવ હોય છે. નિવેદન થતાં એ ફલરૂપ તાપ, ક્લેશ અને આનંદનો બીજરૂપે આવિર્ભાવ થાય છે અને પછી તેની વૃદ્ધિ થાય છે.

'તાપ એટલે ભગવાનના વિયોગથી પ્રાપ્ત થતો સંસારાત્મક તાપ, ક્લેશ એટલે જન્મ મરણ વિગેરે રૂપી ક્લેશ, અને તાપ અને ક્લેશથી જેના આનંદનો તિરોભાવ થયો છે તેવો હું,' એમ તાપ ક્લેશ વિગેરેનો અર્થ કેટલાક કરે છે, પરંતુ તે યોગ્ય નથી; કારણ કે એવો અર્થ કરવાથી '**कृष्णवियोग**' પદ વ્યર્થ થાય છે. શ્રીકૃષ્ણ રસાત્મક છે. તેથી વિયોગ પણ રસાત્મક શ્રીકૃષ્ણનો હોવાથી તેનાથી ઉત્પન્ન થતા તાપ ક્લેશ પણ તેવા ફલરૂપ સંભવે. સાંસારિક તાપ ક્લેશ કહેવા હોત તો **कृष्ण** અને **वियोग** પદ ન યોજતાં '**ब्रह्मविभेद**' જ શબ્દ

યોજત. વળી એ પ્રમાણે અર્થ કરવાથી શાસ્ત્રનો પણ વિરોધ થાય છે " **पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ**× " સૂત્રનો શ્રીમદ્વિઠ્ઠલપ્રભુએ વિદ્વન્મંડનમાં અર્થ કહેલ છે. ત્યાં ઈશ્વરના ઐશ્વર્ય વિગેરે ધર્મો તિરોહિત થતાં જીવને અનીશ્વરતા અને વિપરીત ધર્મની પ્રાપ્તિ થાય છે એમ નિરૂપણ કરતાં તેઓશ્રીએ સ્પષ્ટ કહ્યું છે કે "આનંદાંશનું તો પહેલાંજ તિરોધાન થયું અને તેથી જીવભાવની પ્રાપ્તિ થઈ." તેથી આ શાસ્ત્ર પ્રમાણે આનંદાંશનો પ્રથમ તિરોભાવ થાય છે. તેથી જીવભાવની પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી ભગવદ્ધર્મથી વિપરીત ધર્મ એટલે સાંસારિક તાપ ક્લેશ વિગેરે જીવને થાય છે. અહિં ગદ્યમંત્રમાં તેથી ઉલટું પ્રથમ તાપ ક્લેશ અને પછી આનંદતિરોભાવ કહ્યા છે. સાંસારિક તાપ ક્લેશ અહિં કહેલા છે એમ માનીએ તો આ પ્રમાણે એ સૂત્રનો વિરોધ થાય છે. તેથી અહિં ફલરૂપ તાપ ક્લેશ અને આનંદ કહેલા છે એવો અર્થ જ યોગ્ય છે.

આવી રીતે જેના તાપ ક્લેશ અને આનંદનો તિરોભાવ હતો તેવો હું ભગવાન કૃષ્ણ શ્રીગોપીજનવલ્લભને સમર્પણ કરૂં છું. જીવમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણનું ભજન કરવાની યોગ્યતા ભગવદ્ધર્મ આવિર્ભાવ થાય ત્યારેજ થાય. સર્વસમર્થ ભગવાનને સમર્પણ કરવાથી ભગવાન સાથે સંબંધ થાય

×બ્રહ્મસૂત્ર ૩. ૨. ૫.

ત્યારેજ ભગવદ્ધર્મનો આવિર્ભાવ થાય અને એવા ભજનની યોગ્યતા થાય. તેથી સર્વસમર્થ ભગવાન સાથે સંબંધ કરવાનો હોવાથી 'भगवते' પદ યોજ્યું છે. આ ભગવાન પણ જો મર્યાદાસ્થ હોય તો તેમની સાથે એવી રીતે સંબંધ કરવાથી ભગવદ્ધર્મનો આવિર્ભાવ ન થાય અને સાક્ષાત્ ભજનની યોગ્યતા પણ ન થાય. તેથી 'भगवते' પછી 'कृष्णाय' પદ યોજ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણ યશોદાજીના ઉત્સંગમાં લાલિત શ્રીકૃષ્ણને સમર્પણ કરૂં છું. ભગવાન શ્રીકૃષ્ણ પુષ્ટિસ્થજ છે. તેથી તેમની સાથે સંબંધ કરવાથી ભગવદ્ધર્મનો આવિર્ભાવ અને ભજનની યોગ્યતા થાય છે. કૃષ્ણ રસાત્મક છે. રસના+ મુખ્ય બે દલ (વિભાગ) છે. સંયોગ અને વિપ્રયોગ. શ્રીકૃષ્ણ ઉભયદલાત્મક રસરૂપ છે. અહિં 'શ્રી' યોજેલું નથી, પણ ત્યારપછી 'श्रीगोपीजनवल्लभाय' પદમાં 'શ્રી' યોજેલું છે. તેથી અહિં कृष्ण ઉત્તર દલરૂપ છે, એટલે વિયોગાવસ્થામાં કૃષ્ણને સમર્પણ કરવાથી પોતામાં પણ ભગવદ્ધર્મ આવે છે, અને સાક્ષાત્ શ્રીકૃષ્ણના ભજનનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ઉત્તરદલરૂપ (વિયોગાવસ્થામાં) ભગવાનને સર્વ સમર્પણ કરવાથી પ્રભુમાં ગાઢ ભાવ થાય, પરંતુ સંયોગ રસની પ્રાપ્તિ થાય નહિ. તેથી સંયોગરસની પ્રાપ્તિ માટે બીજું

---

+ રસોમાં મુખ્ય શૃંગારરસ છે. (વિદ્વન્મંડન)તેના સંયોગાવસ્થા અને વિપ્રયોગાવસ્થા એ બે દલ છે.

કાંઇ સાધન શોધવું પડે એવી શંકા થાય તે દૂર કરવા **'શ્રીગોપીજનવલ્લભાય'** પદ યોજ્યું છે. શ્રીગોપીજનના વલ્લભ શૃંગાર રસરૂપ છે. શ્રીનો અર્થ પણ 'ગોપીજન' થાય છે. શ્રીયુક્ત ગોપીજનવલ્લભ, એટલે પૂર્વદલરૂપ (સંયોગાવસ્થામાં) રસરૂપ શ્રીકૃષ્ણ. અથવા 'શ્રી' ગોપીજનોનું વિશેષણ છે. 'શ્રી' એટલે અલૌકિક શોભા યુકત ગોપીજન તેમના વલ્લભ. ગોપીજન સંયોગાવસ્થામાં જ અલૌકિક શ્રીયુક્ત છે. તેમના વલ્લભ એટલે સંયોગમાં વિવિધ રસનું દાન કરનાર શ્રીકૃષ્ણને સમર્પણ કરૂં છું. આવા પૂર્ણ શૃંગારરસરૂપ શ્રીકૃષ્ણને આત્મનિવેદન કરવાથી સંયોગરસ પણ પ્રાપ્ત થશેજ. તે માટે અન્ય સાધન શોધવું પડશે નહિજ. **અથવા** હું સર્વ સાધન રહિત, કેવલ લૌકિકમાંજ રચ્યો પચ્યો રહેનાર છું. તેને માત્ર સમર્પણ કરવાથી પરમ કાષ્ઠાપન્ન ફલરૂપ ભગવાનની પ્રાપ્તિ કેમ થાય એ સંદેહ દૂર કરવા **'શ્રીગોપીજનવલ્લભાય'** પદ યોજ્યું છે. "દિવસે લૌકિક કાર્યમાં પ્રવૃત્ત રહેનાર રાત્રે ગાઢ નિદ્રામાં પડી રહેનાર ગોકુલને ભગવાન પોતે વૈકુંઠમાં લઈ જશે*" એમ શ્રીમદ્ભાગવતમાં કહેલું છે. તેથી શ્રીગોકુલમાં વસતા ગોપીજનો અહોરાત્ર લૌકિક કાર્યમાં રહેતા અને પરલોકના સાધન રહિત હતા છતાં ભગવાનના પ્રાકટ્ય સમયે તેમણે આત્મનિવેદન કરી પોતાનું સર્વસ્વ ભગવાનને સમર્પણ કર્યું. તેથી

* શ્રીમદ્ભાગવત ૨-૭-૩ .

તેમનામાં ભજન કરવાની યોગ્યતા થઈ અને દિવસે દિવસે તેમની ભગવાન પ્રતિ અધિક અધિક ભક્તિ થઈ. છેવટ ભગવાંનમાં તેમનો દૃઢ ભાવ થતાં સર્વ વિષયોને ત્યાગ કરી× તેઓ ભગવાન પાસે ગયા ત્યારે ભગવાને તેમને પરમ-કાષ્ઠાપન્ન ફલરૂપ સ્વરૂપદાન કર્યું અને તેઓના 'વલ્લભ' થયા. તેથી 'શ્રીગોપીજનવલ્લભ'ને સર્વ સમર્પણ કરવાથીજ આપણું પણ સર્વ સિદ્ધ થશે જ.

આ પ્રમાણે જેને સમર્પણ કરવાનું છે તેનું સ્વરૂપ વર્ણવી, હવે જે સમર્પણ કરવાનું છે તે કહે છે.

દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને અંતઃકરણ સમર્પણ કરૂં છું. આનંદાંશનો તિરોભાવ થતાં જીવભાવ થાય ત્યારે અવિદ્યાથી અહંતામમતાત્મક સંસારનો સંભવ થાય છે. તે સમયે 'હું દેહ છું' 'હું પ્રાણ છું' વિગેરે પ્રકારના અધ્યાસ થાય છે. તેથી જીવ પોતાનું પૂર્વસ્વરૂપ ભૂલી જાય છે અને પહેલાનું કાંઇ પણ તેને યાદ રહેતું નથી. તેથી ભગવાન શ્રીકૃષ્ણના વિયોગની સ્ફૂર્તિ તેને રહેતી નથી અને ફલરૂપ તાપ ક્લેશ અને આનંદ થયા હતા તે પણ ભૂલી જાય છે.

ઉપર પ્રમાણે થએલ અધ્યાસ અનિષ્ટ હોવાથી તે પ્રથમ દૂર થવો જોઇએ. જ્ઞાન માર્ગની રીતે અધ્યાસ દૂર કરવાથી ભજનનો અધિકાર પ્રાપ્ત થાય નહિ. તેથી તે પ્રમાણે અધ્યાસ દૂર નહિ કરતાં નિવેદનરૂપ ભક્તિમાર્ગીય

× શ્રીમદભાગવત ૧૦–૨૬–૩૧.

સંસ્કારથીજ સદા સેવામાં પ્રવૃત્ત રહેવાથી તે ધીરેધીરે દૂર થશે. તેથી પ્રથમ જેનો અધ્યાસ થાય છે તે દેહ, ઇંદ્રિયો, પ્રાણ, અને અંતઃકરણ સમર્પણ કરૂં છું.

વળી જ્યાંસુધી દેહ વિગેરેના ધર્મો જેવા કે ક્રિયા, સ્પર્શ, ઈક્ષણ, બલ, સ્મરણ વિગેરેને ભગવાનનો સંબંધ થાય નહિ ત્યાંસુધી તે ધર્મો લૌકિક જ રહે, અને લૌકિક ધર્મ હોય તે દેહ વિગેરેને અલૌકિક સેવામાં પ્રવૃત્ત થવા દે નહિ અને સેવામાં બાધ કરે, તેથી તેઓને (દેહ, ઇંદ્રિયો પ્રાણ અને અંતઃકરણના ધર્મોને) પણ સમર્પણ કરૂં છું.

દેહાદિનું સમર્પણ કર્યું. છતાં તેનાં સંબંધી સ્ત્રી, ગૃહ, પુત્ર, આપ્ત (સગાં) અને વિત્તનું સમર્પણ ન થાય તો તેઓના સંગથી પોતાનો ધર્મ ચૂકાય અને મમતા દૂર ન થાય. તેથી સ્ત્રી, ગૃહ, પુત્ર, આપ્ત અને વિત્ત પણ સમર્પણ કરૂં છું. એટલે " લૌકિકમાં આસક્તિ રાખ્યા વિના ઘેર રહી સ્વધર્મ પ્રમાણે સેવા કરવી. " એ બોધ પ્રમાણે ચાલી શકાય.

આ લોકમાં પાપ અથવા પુણ્ય થાય એ સંભવે છે. તેથી 'આ લોક' પણ ભગવાનને સમર્પણ કરૂં છું. કદાચિત્ જીવના સ્વભાવને લીધે અથવા લોકસંગ્રહ માટે કાંઇ કાર્ય થાય, તેથી પાપ અથવા પુણ્ય થાય, તો તે પાપ અથવા પુણ્યનો પરલોકમાં ભોગ કરવો પડે, અને ત્યાં સુધી ભગ-

વત્પ્રાપ્તિમાં વિલંબ થાય. તેથી એવું ન થાય તે માટે 'પરલોક' પણ ભગવાનને સમર્પણ કરૂં છું. આ પ્રમાણે સમર્પણ કરવાથી પાપના ફલ દુઃખનો ભગવાનના વિયોગથી થતા તાપથી, અને પુણ્યના ફલ સુખનો અંતઃ ભગવાનનો આશ્લેષ થવાથી ભોગ થઇ જાય છે, અને તે બાધ કરતા નથી.*

દેહ વિગેરે સર્વને આત્મા સાથે સમર્પણ કરૂં છું. આત્મા સાથે સમર્પણ કરૂં છું એમ કહેવાથી સમર્પણમાં દેહવિગેરે મુખ્ય થાય છે. દેહવિગેરેનું સમર્પણ પ્રધાનતાથી કરવામાં આવે છે, આત્માનું સમર્પણ તેવી મુખ્ય રીતે અથવા પ્રધાનતાથી થતું નથી. તેનું કારણ એ છે કે આત્મા ભગવાનનો અંશ જ છે. આત્મા ભગવાનનો સહજ દાસ છે. આત્મામાં કોઈ સહજ દોષ નથી, પરંતુ દેહ વિગેરેના સંગ દોષ જ છે. દેહ વિગેરેમાં સહજ દોષ છે, તેથી નિવેદન સંસ્કારમાં સહજ દુષ્ટ દેહ વિગેરેનું પ્રધાનતાથી સમર્પણ કરવામાં આવે છે. પુષ્ટિમાર્ગીય સમર્પણ જ સહજ દુષ્ટ દેહ વિગેરેના દોષોને દૂર કરે છે. ભક્તિમાર્ગમાં જે સમર્પણ કરવામાં આવે તેનો ભગવાન સાક્ષાત્ અંગીકાર કરે છે. તેથી દેહ વિગેરેનો ભગવાન અંગીકાર કરે તે માટે સમર્પણ કરવું. આ પ્રમાણે આત્માનું નિવેદન થતાં તેના સર્વ દોષ દૂર થાય છે.

---

*શ્રીમદ્‌ભાગવત ૧૦–૨૯–૧૦ તથા તે ઉપરનાં શ્રીસુબોધિની જૂઓ.

જેમ અપસ્મારથી પીડાતા રોગીનો અપસ્માર રોગ દૂર થતાં તેને પ્રથમની સ્મૃતિ થાય છે, તેમ આત્માના સર્વ દોષ દૂર થતાં 'હું ભગવાનનો દાસ છું.' એમ ભગવાનના દાસત્વ રૂપી પોતાના સહજ ધર્મની તેને સ્મૃતિ થાય છે, અને તે ઘણી આર્તિપૂર્વક પ્રભુ સેવામાં પ્રવૃત્ત થાય છે. યજ્ઞોપવીતથી જેમ બ્રાહ્મણ પ્રથમ હતો તેથી જૂદો 'દ્વિજ' થાય છે, તેમ આ ભકિતમાર્ગીય જીવ પણ આવી રીતે શુદ્ધ થઇ ભગવાનનો વાસ્તવિક દાસ થાય છે. વળી 'હું કાંઈ પ્રભુ ઉપર ઉપકાર કરતો નથી, પરંતુ જે પ્રભુનું છે તેજ તેને અર્પણ કરૂં છું. પ્રત્યુત લાંબા સમય સુધી હું બહિર્મુખ રહ્યો અને જે પ્રભુનું હતું તે તેને અર્પણ ન કર્યું તેથી અપરાધી ચાંડાલ જેવો છું. તેથી હું કાંઇ મારી મેળે પ્રભુને અર્પણ કરવા સમર્થ નહિ હોવાથી શ્રીમદાચાર્યચરણ-દ્વારા સર્વ સમર્પણ કરૂં છું; કારણ કે ભગવાન શ્રીમદાચાર્ય-ચરણના બલથી જ અંગીકાર કરે છે. બાકી મારામાં કાંઈ નથી' એવું દૈન્ય પણ સમર્પણ થતાં આવે છે, એમ જણાવવા "હું દાસ છુ" એમ કહે છે. જ્યારે સર્વ દોષ દૂર થાય ત્યારેજ આવું દૈન્ય પ્રાપ્ત થાય.* સર્વ દોષની નિવૃત્તિ પણ જેમ મહાન અગ્નિમાં તૃણને નાંખવામાં આવે તેમ ઉત્તરદલાત્મક પ્રભુમાં ઉત્તરદલાત્મક ભગવન્મુ-ખારવિંદરૂપ શ્રીમદાચાર્યચરણદ્વારા આત્મસમર્પણ કરવાથીજ

* શ્રીમદ્‌ભાગવત ૧૦-૨૯-૧

થાય છે. આ સમર્પણ વિધિ મધ્યમ અને હીન અધિકારી માટે છે. ઉત્તમ અધિકારીઓમાં દોષ હોતો નથી તેથી તેઓ પ્રેમથી આર્તિપૂર્વક ભગવાનને પોતાનું સર્વસ્વ સાક્ષાત્ સમર્પણ કરે છે, તેથીજ શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય થતાં ગોપિકાઓએ પોતેજ આત્મસમર્પણ કર્યાનું જણાવેલું છે + નવરત્નમાં પણ નિવેદનના ત્રણ પ્રકાર કહેલા છે (૧) અજ્ઞાનથી, (૨) જ્ઞાનથી (૩) કૃષ્ણસાત્કૃતપ્રાણૈઃ. આમાંથી તૃતીય રીતે ગોપીજનોએ આત્મનિવેદન કરેલું, તેવી રીતે આધુનિકથી થઇ શકે તેમ નથી. બીજી રીતે જ્ઞાનપૂર્વક નિવેદન કરનાર અધિકારીઓ પણ ઘણા ઓછા છે. તેઓને 'હું દાસ છું' એવી સ્ફૂર્તિ થાય છે. હીન અધિકારીઓને નિવેદન થાય છે તે જેમ બાલને ઉપદેશ કરવામાં આવે તેવી રીતે થાય છે.

## પાઠ ૭. દોષનિવૃત્તિ.

**ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः ।**
**सर्वदोषनिवृत्तिर्हि दोषा पंचविधाः स्मृताः ॥**

સિદ્ધાન્તરહસ્ય, ૨.

બ્રહ્મસંબંધ કરવાથી સર્વેના દેહોના અને સર્વેના જીવોના સેવામાં પ્રતિબંધ કરનાર સર્વ દોષો દૂર થાય છે. બ્રહ્મ એટલે ભગવાન પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર સાથે આત્મનિવેદન કરી

+ શ્રીમદ્ભાગવત ૧૦-૫-૯ થી ૧૨.

સંબંધ કરવાથી સેવામાં પ્રતિબંધ કરનાર સર્વ દોષો દૂર થાયછે. પુરૂષોત્તમ શ્રીકૃષ્ણજ સર્વથા દોષરહિત છે. તેમની સાથે સંબંધ થાય ત્યારે જ દોષરહિત થવાય. ભગવાનની સાથે સંબંધ થતાં 'ભગવદીય' થવાય અને ભગવદીય હોય તેજ દોષરહિત થાય અને ભગવાનની સેવા કરવાનો અધિકારી થાય.

પૂજામાર્ગમાં પાંચ પ્રકારના દોષ કહેલા છે. (૧) સહજ એટલે દેહની સાથે આવેલ; પંચભૂતસંબંધી, ભૌતિક (૨) જે દેશમાં અથવા જે કાલે પૂજા કરવામાં આવે તે દેશ અથવા કાલના દોષ. (૩) પૂજાથી જે લોક પ્રાપ્ત કરવો હોય તે લોકના, અને જે વૈદિક મંત્રોથી પૂજા કરવી હોય તેમાં કાંઈ ભૂલ થાય તે વેદના, (૪) પૂજા માટે સંસ્કૃત જલ વિગેરેને બીજા જલં વિગેરેનો સંયોગ થતાં તે સંયોગથી થતા દોષ (૫) પૂજા માટે ભેગા કરેલ પુષ્પ ગંધ વિગેરેને સ્ત્રી અથવા શૂદ્રનો સ્પર્શ થાય તો તે સ્પર્શથી થતા દોષ. એ પ્રમાણે નૈવેદ્ય વિગેરેમાં કોઇની દૃષ્ટિ પડે તો તેથી દોષ આવે. આ સર્વ પૂજામાર્ગીય દોષોની ભક્તિમાર્ગમાં કાંઇ ગણનાજ નથી. આવા દોષ ભક્તિ માર્ગમાં કોઇ રીતે સંભવતા જ નથી. કારણ કે ભક્તિ-માર્ગમાં બ્રહ્મસંબંધ થએલ છે. ભક્તિમાર્ગમાં પુરૂષોત્તમ શ્રીકૃષ્ણજ સેવ્ય છે ભગવાનના કોઇ અંશ અથવા વિભૂતિ-ની સેવા ભક્તિમાર્ગમાં થતી નથી, પરંતુ સાક્ષાત્ પુરૂષો-

ત્તમની સેવા જ થાય છે. તે સર્વ રીતે દોષરહિત નિર્દુષ્ટ, પૂર્ણગુણવિગ્રહ છે. આવા પુરૂષોત્તમને નિવેદન કરવાથી પુરૂષોત્તમનો સંબંધ થયો. તેથી સર્વ દોષ સર્વથા દૂર થાય તેમાં કહેવું જ શું ?

પૂજામાર્ગનો સમાવેશ કર્મમાર્ગમાં થાય છે. તેથી તે માર્ગમાં ભગવાનનો સંબંધ નથી અને દોષો રહે છે. પૂજા-માર્ગમાં ભગવાનની પૂજા થતી નથી, પરંતુ આવાહનથી વિસર્જન સુધીના બધા ઉપચારોથી વિભૂતિનીજ પૂજા થાય છે, કારણકે પુરૂષોત્તમ કોઈ મંત્રને આધીન નથી કે મંત્રથી આવાહન કરતાં પધારે અને વિસર્જન કરતાં પધારી જાય. વળી પૂજામાર્ગમાં પૂજ્ય દેવતાનો મોહન ઉચ્ચાટન વિગેરે લૌકિક કાર્ય માટે ઉપયોગ કરવામાં આવે છે, તેથી પણ તે પુરૂષોત્તમ હોઇ શકે નહિ એમ સમજાશે. તેથી પૂજામાર્ગના દોષોની ભક્તિમાર્ગમાં સંભાવનાજ નથી, કારણ કે ભક્તિ-માર્ગમાં પુરૂષોત્તમનેજ સર્વ નિવેદન કરવામાં આવે છે.

પુરૂષોત્તમને આત્મનિવેદન કરવાથી સેવામાં પ્રતિબંધ કરનાર સર્વ દોષો દૂર થાય છે. પૂજામાર્ગમાં પાંચ પ્રકારના જે દોષ છે તે આ માર્ગમાં સંભવતાજ નથી. ત્યારે આત્મ-નિવેદન કરવાથી સેવામાં પ્રતિબંધ કરનાર કયા દોષ દૂર થાય છે એ પ્રશ્ન સાધારણ રીતે ઉદ્ભવે છે.

સેવામાં પ્રતિબંધ કરનાર મુખ્ય દોષ અહંતામમતા છે. જ્યાંસુધી " હું દેખાવડો, મોટો, ધની, શક્તિવાળો છું,

આ પદ્મિની મારી સ્ત્રી છે, આ પ્રતાપી મારા પુત્ર છે" એમ અહંતા મમતા હોય ત્યાંસુધી ભગવાનની સેવામાં ચિત્ત રહેજ નહિ. જ્યાંસુધી ભગવાનને આત્મનિવેદન કરી ભગવાનનું દાસત્વ સ્વીકાર્યું નથી, ત્યાંસુધી ધન દેહ પુત્ર વિગેરે સંબંધીઓ સંબંધી શોક સ્પૃહા પરિભવ લોભ વિગેરે રહે છે અને આ દેહ ધન પુત્ર વિગેરે મારાં છે એવો આગ્રહ રહે છે. આવા આગ્રહને લોકો ભલે સુખ માનતા હોય, પરંતુ તે સર્વ દુઃખનું મૂલ છે. આવી અહંતામમતા સર્વ દુઃખનું મૂલ છે. પ્રભુને આત્મનિવેદન કરવાથી આ દેહ વિગેરે મારાં નથી, પરંતુ પ્રભુનાં છે એવું ભાન થાય છે. જ્યાંસુધી પ્રભુને આત્મનિવેદન કર્યું નથી ત્યાંસુધી અહંતામમતા દૂર થતી નથી, અને તેથી ધન વિગેરે જેને લોકમાં સુખના સાધન માનવામાં આવે છે તેનાથીજ ભય રહે છે. મુખ્ય ભય ધનનો છે, કારણ કે લોકમાં સર્વ ધનની આકાંક્ષા રાખે છે. દેહનો પણ ભય રહે છે, કારણ કે દેહ પડશે એ ચિંતા થયા કરે છે. તેમજ સ્ત્રી, પુત્ર વિગેરે સંબંધી ભય રહે છે. આ ધન વિગેરે હોય ત્યાં સુધી તેને સાચવી રાખવાનો, તેને કોઈ ન લઇ જાય, તેની હાનિ ન થાય એ માટે ભય રહે છે. તે ગુમાવીએ તો તેની પુનઃ પ્રાપ્તિ કરવાની સ્પૃહા થાય છે. તેની પ્રાપ્તિ કરવા પ્રયાસ અને દોડંદોડ કરતાં પરિભવ થાય છે, અને પ્રાપ્ત થાય તો જેટલું પ્રાપ્ત થયું હોય તેથી સંતોષ ન થતાં ઘણોજ

લોભ થાય છે. આ પ્રમાણે દેહ, ધન વિગેરે 'મારાં' છે એમ મિથ્યા આગ્રહ રહે છે. તેથી આમાંથી છૂટવા સર્વને અભય આપનાર ભગવાનના ચરણકમલનું વરણ કરવું જોઈએ; એટલે ભગવાનને આત્મનિવેદન કરી ભગવાનના ખરા દાસ થવું જોઈએ. ભગવાન સર્વના આત્મા છે. આત્માથી કોઈ રીતે ભય સંભવેજ નહિ. શ્રુતિ પણ કહે છે કે "બીજાથી ભય થાય છે."* ભગવાન બીજા નહિ પરંતુ આત્માજ હોવાથી, ભગવાનનું વરણ કર્યા પછી ભય સંભવતોજ નથી. વળી ભગવાન સર્વ ભયને દૂર કરવા સમર્થ પણ છે. ભગવાનનું સામર્થ્ય અલૌકિક છે, તેથી ભગવાનનું વરણ કર્યા પછી ભય સંભવતોજ નથી. સર્વ ભયમાંથી નિર્ભય થવા ભગવાનના ચરણકમલનું વરણ કરવું. જેમ કન્યા વરને પસંદ કરે છે તે પોતાના સર્વ ઇષ્ટ પદાર્થો પોતાને પુરા પાડે તે માટે પસંદ કરે છે. તેમ છતાં વર પસંદ કર્યા પછી તે 'વરની' વધૂ થાય છે, પણ કાંઇ વર કન્યાનો થઈ જતો નથી. તેમ ભગવાનનું વરણ કરી ભગવાનના દાસ થવું. તેથી સર્વ ભય દૂર થાય છે. એ પ્રમાણે ભગવાનનું વરણ કરી ભગવાનનું દાસત્વ સ્વીકારવામાં આવે કે તરત દ્રવ્ય, દેહ, પુત્ર વિગેરેથી થતા સર્વ ભય, સ્પૃહા, પરિભવ, લોભ દૂર થાય છે, અને તે કોઇમાં 'આ મારૂં છે' એવો દુઃખદાયી આગ્રહ રહેતોજ નથી+

---

* द्वितीयाद्वै भयं भवति.

\+ શ્રીમદ્‌ભાગવત ૩–૯–૬ સુબોધિની સાથે.

## પાઠ ૮. અસમર્પિતત્યાગ.

**अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथंचन ।**
**असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥**

સિદ્ધાન્તરહસ્ય ૪.

શ્રીપુરૂષોત્તમને આત્મનિવેદન કરવાથી સેવામાં પ્રતિબંધ કરનાર સર્વ દોષો દૂર થાય છે. એમ આપણે ગયા પાઠમાં જોયું. શ્રીપુરૂષોત્તમને આત્મનિવેદન કર્યા વિના સેવામાં પ્રતિબંધ કરનાર સર્વ દોષો કોઈ રીતે દૂર થતા નથી. સેવામાં પ્રતિબંધ કરનાર દોષોને દૂર કરવાનો એકજ ઉપાય આત્મનિવેદન છે.

આત્મનિવેદન કરવાથી સેવામાં પ્રતિબંધ કરનાર સર્વ દોષો તે સમયે દૂર થાય, પરંતુ ત્યારપછી જે કર્મ કરવામાં આવે તેથી દોષ થાય. જે દેશમાં રહીએ તે દેશના દોષ તથા જે સમય હોય તે સમયના દોષો લાગે. તેથી દોષરહિત પાછળથી રહી શકાય નહિ, અને દોષરહિત ન રહીએ એટલે ભજનનો અધિકાર પણ જાય. એ પ્રમાણે ન થાય તે માટે અસર્પિત વસ્તુનો ત્યાગ કરવો. નિવેદન કર્યા પછી કદાપિ અસમર્પિત વસ્તુનું ગ્રહણ કરવું નહિ. આ માર્ગમાં ભગવાનનો સંબંધ જે વસ્તુને થયો નથી તે દોષવાળી છે, અને ભગવાનનો સંબંધ થતાં તે દોષરહિત થાય છે. તેથી ભગવાનને જે વસ્તુ સમર્પણ કરી નથી તેવી

વસ્તુ જીવતાં સુધી કોઈ વાર લેવી નહિ. અસમર્પિત વસ્તુનો કદાપિ સંસર્ગ કરવો નહિ. આ પ્રમાણે કરવાથી દોષ આવવા સંભવ રહેતો નથી.

અસમર્પિત વસ્તુનો સંસર્ગ પણ કરવો નહિ. તેથી લૌકિક અથવા વૈદિક જે કાંઇ કાર્ય કરવાનું હોય તે કાર્યમાં જોઈતી સર્વ વસ્તુઓ પ્રથમ ભગવાનને નિવેદન કરી, ત્યારપછીજ તે કાર્ય કરવું. આ માર્ગ પ્રમાણે જેણે આત્મ નિવેદન કર્યું છે તેણે લૌકિક કાર્ય જેવાં કે પુત્રનો વિવાહ, બ્રાહ્મણ ભોજન, તથા પોતાના ઉપયોગ વિગેરે માટે જોઈતા, તેમજ વૈદિક કાર્ય જેવાં કે શ્રાદ્ધ, યજ્ઞ વિગેરે માટે તૈયાર કરવાનાં પાક, ઘી, અન્ન વિગેરે સર્વ પદાર્થો પ્રથમ ભગવાનને નિવેદન કરવા, અને ત્યાર પછીજ તે તે લૌકિક અથવા વૈદિક કાર્ય કરવું. ભગવાનની આજ્ઞાપૂર્વકજ સંભાર કરવા એ સંભારોનું નિવેદન છે. લૌકિક અથવા વૈદિક કાર્ય કરવું હોય તો પ્રથમ તે કાર્ય કરવાની ભગવાનની આજ્ઞા પ્રાપ્ત કરવી. તે કાર્ય કરવાની ભગવાનની આજ્ઞા મળે તો ભગવાનની આજ્ઞા પ્રાપ્ત કરી ત્યારપછીજ તે કાર્યમાં જોઈતા સંભારો તૈયાર કરી તે કાર્ય કરવું. આ ભક્તિમાર્ગની મર્યાદા છે. ભક્તિમાર્ગમાં આ પ્રમાણે લૌકિક અથવા વૈદિક કાર્ય કરવું હોય, તો તે કાર્યમાં જોઈતા સર્વ સંભારો પ્રથમ ભગવાનને સમર્પણ કરી, ત્યાર પછી તે સંભારોથી તે કાર્ય કરવું. આ મર્યાદાનું ઉલ્લંઘન કરવામાં આવે તો દોષ થાય. જેમ

વૈદિક મર્યાદાનું ઉલ્લંઘન કરી કાંઈ કાર્ય કરવામાં આવે, તો તે પ્રમાણે કાર્ય કરનારને તે માર્ગમાં દોષ પ્રાપ્ત થાય છે; તેમ આ ભક્તિમાર્ગીય મર્યાદાનું ઉલ્લંઘન કરી કાંઇ કાર્ય કરવાથી, એટલે કાર્યમાં જોઈતા સંભારો ભગવાનને સમર્પણ કર્યા વિના અસમર્પિત સંભારોથીજ કાર્ય કરવાથી ભક્તિમાર્ગમાં દોષ થાય છે.

આ માર્ગમાં અસમર્પિત વસ્તુમાત્રનો ત્યાગ કરવો, એટલે સમર્પણ કર્યા વિના કોઇ પણ વસ્તુનો ઉપયોગ કરવો નહિ; તેથી એમ ન સમજવું કે જે જે વસ્તુનો આપણે ઉપયોગ કરવો હોય તે તે; વસ્તુ પ્રભુને સમર્પણ કરવી, કારણ કે કેટલીક વસ્તુઓ પ્રભુને સમર્પણ કરી શકાયજ નહિ. ખાસ કરી 'સાભિભુક્ત' એટલે અર્ધભુક્ત વસ્તુ પ્રભુને કદાપિ સમર્પણ કરવી નહિ. ધારો કે ભગવાનની સેવા માટે અમુક વસ્તુ આપણે લાવી ઘરમાં મૂકી. તેમાંથી કોઇ ઘરનાં બાલક અથવા સ્ત્રીએ અજાણથી થોડી લઈ પોતાના અથવા બીજા કોઈના ઉપયોગમાં લીધી. બાકી રહી તે 'સાભિભુક્ત' અથવા અર્ધભુકત થઈ. આ બાકીની વસ્તુ આપણા ઉપયોગમાં લેવાની ઈચ્છા થાય તોપણ ભગવાનને કદાપિ સમર્પણ કરવી નહિ, કારણ કે આવી અર્ધભુક્ત વસ્તુનું સમર્પણ પ્રભુને ઇષ્ટ નથીજ. દેવના પણ દેવ પુરૂષોત્તમ એવી અર્ધભુકત વસ્તુનો કદાપિ અંગીકાર કરેજ નહિ. તેથી એવી વસ્તુ પ્રભુને સમર્પણ કરવી નહિ, અને

એ વસ્તુ સમર્પણ થએલી નહિ હોવાથી તે આપણા ઉપયોગમાં પણ લેવી નહિ.

અર્ધભુક્ત વસ્તુ પ્રભુને કદાપિ સમર્પણ કરવી નહિ, અને અસમર્પિત વસ્તુ કદાપિ પોતાના ઉપયોગમાં લેવી નહિ ત્યારે શું કરવું?

આપણે કોઇ પણ વસ્તુનો ઉપભોગ કરીએ, તે પહેલાં આરંભમાંજ જે જે કાર્ય કરવાનાં હોય તે તે કાર્યમાં જોઇતી સર્વે વસ્તુઓ પ્રભુને સમર્પણ કરવી. સમર્પણ કરી પછી જે કાર્ય કરવું હોય તે સમર્પિત વસ્તુથી કરવું. સર્વે વસ્તુનું આ પ્રમાણે સમર્પણ કરવાનું હોવાથી ભાર્યા, પુત્ર વિગેરેનું પણ સમર્પણ કરવું જોઇએ. તેથી વિવાહ પછી તરતજ પોતાના ઉપયોગમાં પત્નીને લીધા પહેલાં પ્રભુને તેનું સમર્પણ કરવું જોઇએ. તેજ પ્રમાણે પુત્રની ઉત્પત્તિ થયા પછી તરતજ પુત્ર પણ પ્રભુને સમર્પણ કરવો જોઇએ. આ પ્રમાણે સમર્પણ કર્યા પછીજ વસ્તુનો ઉપયોગ પોતે કરવો. કોઇ પણ અસમર્પિત વસ્તુનો કદાપિ પોતે ઉપયોગ કરવો નહિ.

શાસ્ત્રમાં કોઈ કોઇ સ્થલે સમર્પિત વસ્તુનો ઉપયોગ કરવાનો નિષેધ કરેલો છે. જેમકે "મને નિવેદન કરેલા દીપાવલોકનો ઉપભોગ કરવો નહિ"* તેથી સમર્પિત વસ્તુનો ઉપભોગ કરી શકાય નહિ એમ માનવું નહિ; કારણ કે

* શ્રીમદ્‌ભાગવત ૧૧-૧૧-૪૦

આ પ્રમાણે સમર્પિત પદાર્થના ઉપભોગનો નિષેધ કર્મમાર્ગ તથા પૂજામાર્ગમાં છે. જ્યાં જ્યાં શાસ્ત્રમાં આવા વાક્ય આવે ત્યાં ત્યાં તે કર્મમાર્ગ અથવા પૂજામાર્ગ માટે છે એમ સમજવું. પૂજામાર્ગમાં નિવેદન એક પ્રકારનું દાન છે. એ માર્ગમાં દેવને નિવેદન કરવામાં આવતું નથી, પણ દાન કરવામાં આવે છે. દાન કરેલ વસ્તુ પાછી લઈ શકાય નહિ, તેથી પૂજામાર્ગમાં જે દેવને દાન કરેલું હોય તે પાછું પોતાના ઉપયોગમાં લઇ શકાય નહિ. ભક્તિમાર્ગમાં જે ભગવાનને સમર્પણ કરવામાં આવે છે તેનો ભગવાન અંગીકાર કરે છે. ભક્તિમાર્ગમાં સેવ્ય પુરૂષોત્તમજ છે. ભક્ત જે જે સમર્પણ કરે છે તેનો પુરૂષોત્તમ અંગીકાર કરે છે.* અને પુરૂષોત્તમના ઉચ્છિષ્ટનું ભોજન કરી+ પુરૂ-ષોત્તમના દાસ થઈ રહેવું તેજ સેવકનો ખરો ધર્મ છે. ભોજન કરતાં જે અવશિષ્ટ રહે તે ઉચ્છિષ્ટ. ભક્ત જે સામગ્રી પુરૂષોત્તમને સમર્પણ કરે છે તેનું ભોજન પુરૂષો-ત્તમ કરે છે.* આ ભકિતમાર્ગમાંજ બને છે, બીજા કોઈ માર્ગમાં એમ થતું નથી. પુરૂષોત્તમનું ઉચ્છિષ્ટ લઈ રહેવું એજ ભકતનો ખરો ધર્મ છે. તેથી સમર્પિત વસ્તુનો ઉપયોગ કરી શકાય નહિ તેવી શંકા કરવી નહિ. પ્રત્યુત ભગવદીયોએ ભગવાનનું ઉચ્છિષ્ટજ લેવું જોઇએ. ભગવા-નનું ઉચ્છિષ્ટ ન હોય તે નજ લેવું જોઇએ. નિઃશંકતાથી

---

* શ્રીમદ્ભાગવત ૧૧-૮૧-૪. + શ્રીમદ્ભાગવત ૧૧-૬-૪૬.

પ્રસિદ્ધ રીતે લોકમાં સર્વત્ર પ્રસિદ્ધ થાય તેવી રીતે ભગવદીયોએ ભગવાનનું ઉચ્છિષ્ટ લેવું, અને ભગવાનનું ઉચ્છિષ્ટ ન હોય તે નજ લેવું. આમ કરવાથીજ ખરેખરા ભગવદીય થવાય છે.

સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ પ્રકારના ગુણોના ભેદથી માણુસોની પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોય છે. આવા ભિન્ન પ્રકૃતિના માણુસો પણ બ્રહ્મસંબંધ કરવાથી એક સરખા ભગવદીય થાય છે. જેમ કુવો, વાવ, ખાળ, વિગેરેનાં જલ ગંગામાં પ્રવેશ ન કરે ત્યાંસુધી આ કુવાનું, વાવનું કે ખાળનું જલ છે એમ તેના જૂદા જૂદા ગુણોનું અનુસંધાન કરવામાં આવે છે, પરંતુ ગંગામાં પ્રવેશ કર્યા પછી તેના જૂદા જૂદા ગુણનું અનુસંધાન રહેતું નથી, પરંતુ સર્વ ગંગાજલ થાય છે અને સર્વ ધર્મ કાર્યમાં ઉપયોગમાં લેવાય છે; તે પ્રમાણે ગમે તેવી પ્રકૃતિના માણુસો હોય; પરંતુ જ્યાં સુધી તેઓએ શ્રીમદાચાર્યચરણ દ્વારા આત્મનિવેદન કરેલું નથી ત્યાંસુધીજ તેમના જુદા જુદા ગુણનું અનુસંધાન રહે છે, પરંતુ આત્મ-નિવેદન કર્યા પછી તેઓના રજઃ અથવા તમઃ ગુણના ભેદ રહેતા નથી. આ ગુણો તેમને ભક્તિ કરવામાં પ્રતિબંધ કરતા નથી અને તેઓ સર્વ ભગવદીય થાય છે. ભગવાનને આત્મ નિવેદન કરવાથી સેવામાં પ્રતિબંધ કરનાર સર્વ દોષો દૂર થાય છે. પદાર્થોના દોષો દૂર કરવાનો પણ એકજ ઉપાય છે કે તે ભગવાનને નિવેદન

કરવા. ભગવાનને નિવેદન કરવાથીજ સર્વ દોષો દૂર થાય એ યોગ્યજ છે. કારણ કે ભગવાનના ચરણારવિંદના એક ભાગ અંગુષ્ઠથી બ્રહ્માંડનું કટાહ તૂટતાં તેમાં જે વિવર (કાણું) પડયું, તેમાંથી જલ નીકળ્યું, તેને ભગવાનના ચરણ-કમલના અંગુષ્ઠનો સંબંધ હોવાથી તેનું માહાત્મ્ય એટલું બધું થયું કે તે જલનો (ગંગાનો) સંબંધ અન્ય જે કોઇ જલને થાય તેના સર્વ દોષ દૂર થાય છે. જ્યારે ભગવા-નના ચરણકમલના અંગુષ્ઠના સંબંધનું આટલું બધું માહા-ત્મ્ય છે, ત્યારે ભક્તિમાર્ગમાં સાક્ષાત્ ભગવાન પુરૂષોત્તમનો જ સંબંધ થતાં સર્વ ચેતન અચેતનના સર્વ દોષો દૂર થાય, તેમાં આશ્ચર્ય શું હોઇ શકે ?

---

## પાઠ ૯. ચિંતાત્યાગ.

શ્રીમદાચાર્યચરણ દ્વારા ભગવાનને આત્મસમર્પણ અથવા આત્મનિવેદન કર્યા પછી, નિવેદન કરનારે કાંઈ ચિંતા કરવાની નથી, શ્રીમદાચાર્ય ચરણના ચરણકમલ સર્વ ચિંતાનો નાશ કરનાર છે. વળી જેણે પોતાનો દેહ, દારા, ગૃહ, વિગેરે સર્વ ભગવાનને સમર્પણ કરેલ છે તેને શેની ચિંતા કરવાની હોય ?

શંકાઃ—આત્મ નિવેદન જેમણે કરેલ છે તેમને પણ ચિંતા તો થવાનીજ, કારણકે આત્મનિવેદન જેમણે કરેલ છે તેમનેજ ભગવાનનું ભજન કરવાનો અધિકાર છે, બીજાને

નથી. પરંતુ આત્મનિવેદન કરતી વખતે તેમણે તો પોતાનું સર્વસ્વ આ લોક, પરલોક, દારા, ગૃહ, આપ્ત, દેહ વિગેરે સર્વ ભગવાનને સમર્પણ કરેલ છે. તેથી તેમની પાસે કાંઈ અસમર્પિત ધન વિગેરે નથી. હવે તેમણે દેહ ભાર્યા વિગેરેનો નિર્વાહ શાથી કરવો ? પોતે જે ધન વિગેરે ભગવાનને નિવેદન કરેલ છે તેથી, કે નિવેદન કર્યા વિનાના પદાર્થથી ? નિવેદન કરેલ ધન વિગેરેથી દેહનો નિર્વાહ કરી શકાય નહિ, કારણકે ભગવાનની ઇચ્છા વિના તેમને સમર્પણ કરેલ તેમના દ્રવ્ય વિગેરેનો ઉપયોગ કરવો એ યોગ્ય નથી, અને ભગવાનની એવી રીતે ઉપયોગ કરવામાં આવે તેવી ઇચ્છા છે કે નહિ તે જાણી શકાતું નથી. એ પ્રમાણે તેમના દ્રવ્યનો ઉપયોગ નિવેદન કરનાર કરે એવી ભગવાનની ઇચ્છા હોય, તોપણ સેવકે એવી રીતે સ્વામીના દ્રવ્યાદિ ઉપયોગમાં લેવા એ યોગ્ય નથી. નિવેદન કરનારના દેહ વિગેરે પણ ભગવાનને સમર્પણ કરેલ હોવાથીજ ભગવાનનાજ છે, અને તેથી ભગવાનના દ્રવ્ય વિગેરેથી તેમનું પોષણ કરવામાં કાંઈ દોષ નથી એમ પણ કહી શકાય નહિ, કારણ કે પોતે પોતાના દેહનું એવી રીતે ભગવાનના દ્રવ્યાદિથી પોષણ કરે તો દોષ થાય, અને ભગવાનની ઇચ્છા તો જાણી શકાય તેમ નથી. તેથી સમર્પિત દ્રવ્ય વિગેરેથી આત્મનિવેદીએ પોતાના દેહ, ભાર્યા વિગેરેનું પોષણ કરવું ઉચિત નથી; અને પોતાનું જીવન નભાવવા માટે પણ અનિવેદિત

પદાર્થનો ઉપયોગ કરવાનો આત્મનિવેદીએ વિચાર કરવો પણ યોગ્ય નથી. તેથી નિવેદિત દ્રવ્યાદિથી અથવા અનિવેદિત પદાર્થથી પણ દેહ ભાર્યા વિગેરેનું પોષણ આત્મનિવેદી કરી શકે નહિ. તેથી તેમના દેહ વિગેરેનો નાશજ થાય. દેહનો નાશ થાય ત્યારે ભજન તો થાયજ ક્યાંથી? ભજન થઈ શકે નહિં એટલે આત્મનિવેદન કરેલું તે વ્યર્થજ થાય, અને આ માર્ગનો ઉચ્છેદ થઈ જાય. કારણ કે આત્મ-નિવેદન કરે તોજ ભગવદ્ ભજન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય, અને આત્મનિવેદન કરવાથી દેહ વિગેરેનું પોષણ કરવાનું સાધન નહિ રહેતાં નાશ થવાથી ભજન થઈ શકે નહિ.

આવી શંકા કરવી યોગ્ય નથી કારણ કે "હે ઉદ્ધવ! આવી રીતે આત્મનિવેદીના ધર્મોથી મારામાં ભક્તિ ઉત્પન્ન થાય છે;"× વિગેરે પ્રમાણથી સિદ્ધ થાય છે કે, નિવેદનથી સાક્ષાત્ શ્રીગોકુલેશના ભજનનો અધિકાર પ્રાપ્ત થાય છે અને તેથી નિવેદન આવશ્યક છે. તેથી નિવેદન કરવું. પછી ભગવાનની ભક્તિ થઈ શકે અને નિવેદન સાર્થક થાય તે માટે દેહપોષણ વિગેરે જરૂરી વ્યવહાર માટે ભગવાનને નિવેદન કરેલા પદાર્થોનોજ પોતાને માટે ઉપયોગ કરવો. આમ ન કરવામાં આવે, નિવેદન કરેલ પદાર્થનો ઉપયોગ નજ થતો હોય, તો સ્ત્રીને પરણ્યા પછી તરતજ

---

× શ્રીમદ્‌ભાગવત ૧૧–૧૯–૨૪.

તેનું નિવેદન કરવામાં આવે ત્યારપછી પોતાના ઉપયોગમાં તે ન આવી શકતી હોય તો, તેને પરણવાનુંજ નકામું થઇ જાય. વળી જેનું દાન કરવામાં આવ્યું હોય તેનો પોતાથી ઉપયોગ ન થઈ શકે; પરંતુ જે પદાર્થ ભગવાનને નિવેદન કરવામાં આવેલ હોય તેનો પોતાથી ઉપયોગ ન થઈ શકે એવું નથી× પ્રત્યુત નિવેદન કરેલ ન હોય તેવા પદાર્થનો ઉપભોગ નિષિદ્ધ છે. નિવેદન કરેલ પદાર્થ ભગવાનના ઉપભોગમાં આવ્યા પછી, ભગવાને આપેલ પ્રસાદ તરીકે તેનો ઉપભોગ કરવો, તેજ દાસનો ધર્મ છે અને તેમ કરવું એજ યોગ્ય છે. એમ કરવાથી આત્માની પણ શુદ્ધિ થાય છે. તેથી આવી ચિંતા અસ્થાને છે. નિવેદિત પદાર્થથીજ દેહ વિગેરેનું પોષણ કરવું.

દેહ વિગેરેનું પોષણ નિવેદિત પદાર્થથી કરવાનો નિશ્ચય થતાં એ ચિંતા ન રહી; પરંતુ ભગવાનને નિવેદન કરેલા પદાર્થોનો વિનિયોગ થયા પછી; ભાવી વિનિયોગ માટે બીજા પદાર્થ પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો કે ન કરવો એવી ચિંતા થાય. બીજા પદાર્થ પ્રાપ્ત કરવા પ્રયાસ કરવામાં આવે તો બહિર્મુખ થવાય, અને સેવામાં પ્રતિબંધ થાય. જો એ પ્રમાણે પ્રયાસ કરવામાં ન આવે, તો ભગવાનને નિવેદન કરવાના પદાર્થ રહે નહિ તેથી દુઃખ થાય. આવી ચિંતા

× જૂઓ પાઠ ૮ દાન અને નિવેદનનો ભેદ.

થાય તે દૂર કરવા શ્રીમહાચાર્યચરણે નવરત્ન ગ્રંથ લખ્યો છે.

જેઓએ આત્મ–નિવેદન કરેલું છે તેઓએ કોઈપણ સમયે કોઇપણ પ્રકારની ચિંતા કરવી નહિ. લૌકિક સ્ત્રી, પુત્ર વિગેરેના ભરણપોષણ માટે પ્રયાસ કરવાની ચિંતા ન કરવી એટલુંજ નહિ, પરંતુ ભગવાનને નિવેદન કરવાના પદાર્થ પ્રાપ્ત કરવાના પ્રયાસ કરવાની ચિંતા પણ ન કરવી. પોતે આત્મ–નિવેદન કરેલું હોવાથી ભગવાને પોતાનો અંગીકાર કરેલો છે. ભગવાન જેનો અંગીકાર કરે છે તેનું સર્વ કાર્ય ભગવાન પોતેજ કરે છે એવો વિશ્વાસ રાખવો આવશ્યક છે. જેનો ભગવાન અંગીકાર કરે છે તેનું સર્વ કાર્ય ભગવાન પોતેજ સિદ્ધ કરે છે. એવો ભગવાનનો નિયમજ છે. કદાચ પોતામાં ભગવાન ઉપર એવો વિશ્વાસ છે કે નહિ તેની પરીક્ષા કરવા માટે, અથવા પોતાના પ્રારબ્ધ કર્મનો ભોગ ભોગવાવી ક્ષય કરાવવા માટે, ભગવાન પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં વિલંબ કરે તોપણ કોઈ સમયે ચિંતા કરવી નહિ. આપણામાં મર્યાદામાર્ગીય વૈરાગ્ય ન હોય, અને જેમ સાધારણ માણસ કુટુંબમાં આસક્ત રહે છે તેમ કુટુંબમાં આસક્તિ રહેતી હોય તોપણ શ્રીમહાચાર્યચરણ જેવા મહાપુરુષે નિવેદન કરાવેલ હોવાથી ભગવાને આપણો અંગીકાર કરેલો હોવાથી અને ભગવાન પુષ્ટિપ્રભુ હોવાથી તે આપણી લૌકિકી ગતિ નહિજ કરે. તેથી કોઈપણ પ્રકારની કોઇ પણ સમયે ચિંતા કરવી નહિ.

કોઇપણ સમયે કોઈપણ પ્રકારની ચિંતા ન કરવાથી સ્વચ્છંદ થઇ જવાય અને બહિર્મુખ થવાય એવી શંકા કરવી નહિ, કારણકે જેમણે આત્મ-નિવેદન કરેલું છે તેમણે આત્મ-નિવેદી ભગવદીયો સાથે સર્વથા નિવેદનનું સ્મરણ કરવાનું છે. એ પ્રમાણે કરવાથી સદા સંપૂર્ણ રીતે "હું ભગવાનનો દાસ છું" એવું તેમને અનુસંધાન રહે, અને તેથી બહિર્મુખ થવાની શંકાજ રહેતી નથી. તેથી આત્મ-નિવેદીઓએ સર્વથા સદા નિવેદનનું સ્મરણ કર્યા કરવું. પોતામાં ભગવાનની સેવા કરવાની શક્તિ ન હોય અને તેથી કદાચ સેવા થઈ શકે નહિ, તોપણ નિવેદનનું સ્મરણ તો સદા કર્યાજ કરવું એ આવશ્યક છે આ નિવેદનનું સ્મરણ આત્મનિવેદીઓ સાથેજ કરવાનું હોવાથી, તેમને સંગદોષ થવાનો પણ ભય નથી.

આત્મનિવેદીએ સદા નિવેદનનું સ્મરણ કરવું. છતાં સર્વેશ્વર સર્વાત્મા ભગવાન નિજ ઇચ્છાથીજ સર્વ કરશે એમ નિશ્ચય રાખી લૌકિક અથવા અલૌકિક કોઈપણ સિદ્ધિ માટે પ્રાર્થના કદાપિ કરવી નહિ. ભગવાન પોતાના સેવકોના આત્મા છે. તેથી જે જે સેવક જેવી રીતે ભગવાનની સેવા કરે તેવી રીતે ભગવાન તેને પોતાનો ગણી તેનું હિત કરશેજ, કારણકે ભગવાને તેનો અંગીકાર કરેલો છે. પોતાના સેવકનું હિત કરવામાં તેની પ્રાર્થનાની ભગવાનને જરા પણ જરૂર નથી. ભગવાન સર્વેશ્વર હોવાથી કાલના

પણ ઈશ્વર છે, તેથી સેવકનું હિત કરવાની પોતાની ઇચ્છા થાય, ત્યારે તેવું હિત કરવામાં કાલ પણ પ્રતિબંધ કરી શકતો નથી. સેવકની પ્રાર્થનાની ભગવાનને જરૂર નથીજ; છતાં પ્રાર્થના કરવામાં આવે તોપણ ભગવાન પ્રાર્થના પ્રમાણે નહિ કરતાં પોતાની ઇચ્છા પ્રમાણેજ કરે છે. તેથી પ્રાર્થના નિરર્થક છે. એટલુંજ નહિ પરંતુ "ભગવાન જેનો અંગીકાર કરે છે તેનું સર્વ કાર્ય ભગવાન પોતેજ કરે છે" એવો વિશ્વાસ આત્મ-નિવેદીએ રાખવો આવશ્યક છે એમ ઉપર કહેલું છે; અને પ્રાર્થના કરનારને એવો વિશ્વાસ નથી એ સ્પષ્ટજ છે; કારણકે એવો વિશ્વાસ હોય તો પ્રાર્થના કરવાનું કાંઈ પ્રયોજન રહેતુંજ નથી. તેથી આત્મ-નિવેદીએ કોઇ સમયે લૌકિક અથવા અલૌકિક પદાર્થની સિદ્ધિ માટે ભગવાનની પ્રાર્થના કરવી નહિ.

જેમણે પોતાના દેહ દ્રવ્ય વિગેરે સર્વ ભગવાનને સમર્પણ કરેલ છે :તેવા આત્મનિવેદીના દેહ દ્રવ્ય વિગેરે તેઓના સ્ત્રી પુત્ર વિગેરેના કાર્યમાં ઉપયોગમાં આવે છે. ભગવાનને સમર્પણ કરેલ દેહ દ્રવ્ય વિગેરે સ્ત્રી પુત્ર વિગેરેના કાર્યમાં લેવાથી નિવેદનધર્મની હાનિ થાય એવી પણ ચિંતા કરવી નહિ, કારણકે પ્રભુનો સંબંધ સર્વને એક સાથેજ થાય છે. નિવેદન કરનારનો એકનોજ સંબંધ થતો નથી. પોતાની સ્ત્રી, પુત્ર. આપ્ત, વિગેરે જેનું જેનું નિવેદન કરવામાં આવે છે, તે સર્વની સાથેજ પ્રભુ નિવેદન કરનારનો

અંગીકાર કરે છે. નિવેદન કરનારનોજ પ્રધાનતાથી પ્રભુ અંગીકાર કરે છે એવું નથી, સર્વનો પ્રભુ એક સાથેજ અંગીકાર કરે છે, એવી નિવેદન સંબંધી અંગીકાર કરવાની મર્યાદા છે. તેથી સ્ત્રી, પુત્ર વિગેરેનો પણ ભગવાને અંગીકાર કરેલો હોવાથી તે પણ ભગવાનનાજ છે, અને ભગવાનના જે હોય તેઓના કાર્ય માટે ભગવાનને સમર્પણ કરેલ દેહ, દ્રવ્ય વિગેરેનો ઉપયોગ થાય તેમાં ધર્મની હાનિ થતી નથી.

જાણે અજાણે જેઓએ આત્મનિવેદન કરેલું છે તેઓને પણ ચિંતા કરવા જેવું નથી તો પછી જેઓ શ્રીકૃષ્ણના કાર્યમાંજ પોતાના પ્રાણોનો ઉપયોગ કરે છે તેઓને ચિંતા સંભવેજ કેમ ? શ્રીપુરૂષોત્તમને આત્મ-નિવેદન કર્યું એટલે ચિંતાનો ત્યાગજ કરવો. આપણે નિવેદન કર્યું પરંતુ પ્રભુએ અંગીકાર કર્યો કે નહિ એવી પણ ચિંતા કરવી નહિ, કારણ કે નિરોધ લીલામાં બીજાનું (ઇંદ્રનું) ભજન કરનાર ભકતોને શ્રીપુરૂષોત્તમે તેમ કરતા અટકાવી પોતેજ પોતાના કર્યા. તેથી આવા શ્રીપુરૂષોત્તમને નિવેદન કરવામાં આવે ત્યારે તેમણે અંગીકાર કર્યો કે નહિ એવી શંકા કરવી યોગ્ય નથી. શ્રીપુરૂષોત્તમ સ્વરૂપાનંદનું દાન કરી સદા ભકતોના ભાવનું પોષણ કરે છે, અને એવી રીતે ભાવનું પોષણ થાય તો પોતાના દેહ વિગેરેનો અન્યત્ર ઉપયોગ થવાની

શંકાજ રહે નહિ. તેથી શ્રીપુરૂષોત્તમનેજ નિવેદન કરવું, અને પછી દેહ વિગેરેનો અન્યત્ર ઉપયોગ થવાની શંકાનો ત્યાગ કરવો. પુત્ર વિગેરેનો અન્યત્ર વિનિયોગ થાય તોપણ, પ્રભુએ તેઓનો અંગીકાર કરેલ હોવાથીજ તેઓ કૃતાર્થ થશે એમ વિશ્વાસ રાખી ચિંતા કરવી નહિ. કદાચિત્ લોકનો ભય આવી પડે અને તેનું નિવારણ રરવા જીવસ્વ-ભાવને લઇ પોતાના દેહ વિગેરેનો અન્યત્ર વિનિયોગ થાય તોપણ ચિંતા કરવી નહિ, કારણ કે પ્રમાદથી એવી રીતે અન્યત્ર વિનિયોગ થઈ જાય તો પ્રભુ ત્યાગ કરતા નથી. એવી રીતે અન્યત્ર વિનિયોગ થએલ ભકતોનો પણ તેના સાધંનની અપેક્ષા રાખ્યા વિના ઉદ્ધાર કરવા પ્રભુ સમર્થ છે. તેથી ચિંતા કરવી નહિ. લોકમાં અથવા વેદમાં સ્વાસ્થ્ય ભગવાન કરતાજ નથી. કોઈ સમયે પ્રવાહને વશ થઈ લૌકિક વાણિજ્ય વિગેરે ધંધામાં અથવા અલૌકિક આશ્રમધર્મ વિગેરે-માં આત્મ–નિવેદી રચ્યો પચ્યો રહે, તોપણ તેને તે ધંધાનું અથવા વૈદિક ધર્મનું ફલ મળતું નથી, પરંતુ પ્રભુ તેમાં વિઘ્નજ કરે છે. તેનું કારણ એ છે કે તેના એવા કોઈપણ જાતના પ્રયાસ વિના પણ પોતાના બલથીજ ભગવાન જીવના કોઈ-પણ સાધન વિના ફલદાન કરવા સમર્થ છે જેનો પ્રભુએ પુષ્ટિમાર્ગમાં અંગીકાર કર્યો છે તે લૌકિક અથવા વૈદિક-માં રચ્યો પચ્યો રહે, તો પ્રભુ તેને તેનું ફલ નહિ આપતાં તેમાં વિઘ્નજ કરે છે, કારણકે પુષ્ટિમાર્ગમાં અંગીકાર કર્યા

આત્મ-નિવેદીએ પ્રભુ જે કરે તે સાક્ષિવત્ જોયા કરવું. ગુરૂની આજ્ઞાનો બાધ ન થાય તેવી રીતે ભગવાનની સેવા કરવી. કોઈ સમયે ગુરૂની આજ્ઞાથી ભગવાનની વિરૂદ્ધ વિશેષ આજ્ઞા થાય, તો ગુરૂની આજ્ઞાનો બાધ થવા દઇ ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તવું. આવી રીતે ગુરૂની આજ્ઞાનો બાધ ન થાય તેમ, અથવા ગુરૂની આજ્ઞાનો બાધ થવા દઇને પણ ભગવાનની સેવા કરવી. સેવાજ મુખ્ય છે. તેથી સેવામાંજ ચિત્ત રાખવું. એમ કરવાથી સુખજ થશે.

કોઈવાર પુત્રનો વિયોગ થશે એવો સંભવ થતાં દુઃખ થાય, અને તેથી ચિત્ત પુત્રપરાયણ છે એમ પ્રતીતિ થતાં નિવેદનધર્મ સચવાતો નથી એવી ચિંતા થાય, તોપણ 'ચિત્તમાં ઉદ્વેગ કરીને પણ ભગવાન જે જે કરે છે તે તેની લીલાજ છે' એમ માની ચિંતાનો તરતજ ત્યાગ કરવો. ભગવાન ચિત્તમાં ઉદ્વેગ કરાવનારી લીલા કરીને પણ આત્મ-નિવેદીનું સર્વ કાર્ય પોતેજ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખવો, અને ચિંતાનો તરતજ ત્યાગ કરવો.

શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવ પ્રકારની ભક્તિ છે. તેમાં પ્રથમ આઠ પ્રકારની ભક્તિ થયા પછી આત્મ-નિવેદન થઈ શકે, પરંતુ શ્રવણ વિગેરે પ્રત્યેક પ્રકારની ભક્તિ પ્રાપ્ત થવી બહુજ કઠિન છે, તેથી આત્મનિવેદન પ્રાપ્ત થવું અસંભવિતજ છે. આમ હોવાથી આત્મનિવેદીએ

નિવેદિત પદાર્થોનો વિનિયોગ થયા પછી વિનિયોગ કરવા માટે બીજા પદાર્થો પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો કે નહિ, સ્ત્રી પુત્ર વિગેરે માટે પોતાના દેહ વિગેરેનો વિનિયોગ થવાથી અથવા પુત્રાદિનો અન્યવિનિયોગ થવાથી અથવા પોતાનો અન્યવિનિયોગ થવાથી નિવેદન ધર્મની હાનિ થાય એવી ચિંતા અને તેનું સમાધાન કરવાની કાંઈ જરૂર નથી એમ ન માનવું, કારણકે શ્રવણ વિગેરે પ્રકારની ભક્તિ પોતાના પ્રયાસથી પ્રાપ્ત કરવી અશક્યજ છે, પરંતુ સર્વ પ્રકારે પ્રભુને શરણ જવાથી એ સર્વ પ્રભુજ પ્રાપ્ત કરાવે છે. તેથી સર્વ પ્રકારે પ્રભુને શરણ જવું. નિરંતર 'श्रीकृष्णः शरणं मम' એ મંત્રનો ઉચ્ચાર કર્યા કરવો. મનમાં એ મંત્રનું સ્મરણ હો કે ન હો, તો પણ તેનો ઉચ્ચાર સદા કર્યાજ કરવો, એવી રીતે ઉચ્ચાર કરતાં કરતાં સેવાપરાયણ રહેવું. આટલું કરવું પણ અશકય છે એવી ચિંતા કરવી નહિ, કારણકે ભગવાન જેનું વરણ કરે છે તેજ ભગવાનને પ્રાપ્ત કરી શકે છે. ભગવાને શ્રીમદાચાર્યચરણનું અને શ્રીમદાચાર્ય-ચરણદ્વારા આપણું વરણ કરેલું છે. તેથી આપણું સર્વ કાર્ય ભગવાન કરશેજ. બાકી જેઓનું ભગવાને વરણ કરેલું નથી તેઓથી કાંઈ થઈ શકવાનું નથીજ. ભગવાન પોતેજ આપણું સર્વ કાર્ય કરવાના છેજ, તેથી આપણે ભગવાનને સર્વાત્મના શરણ રહેવું અને કોઈપણ પ્રકારની ચિંતા કરવી નહિ.

ભગવાને જેનું વરણ કરેલું છે અને જે ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થએલ છે, તેનું સર્વ કાર્ય ભગવાન પોતેજ કરશે અને તેને ચિંતા કરવા જેવું નથી. છતાં તેઓ ભક્તિમાર્ગમાં દૃઢ થાય તે માટે ચિંતાનો ત્યાગ કરવાનો બોધ કરેલો છે. જેઓનું ભગવાને વરણ કરેલું નથી, અને જેઓ ભગવાનથી વિમુખ છે તેઓને જેમ અંધને સૂર્યથી કાંઈ લાભ નથી તેમ આ બોધ નિરર્થક છે.

## પાઠ ૧૦. ગૃહસ્થ ભક્તનું આચરણ.

આ ઉત્તમ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરી ગૃહસ્થ વૈષ્ણવે કેવી રીતે વર્તન કરવું એ હવે જોઈએ. પ્રથમ આવા વૈષ્ણવે શું ન કરવું તે વિચારી, પછી તેણે શું કરવું તે વિચારીશું.

૧. વૈષ્ણવોએ અસમર્પિત વસ્તુ ઉપયોગમાં ન લેવી.

૨. અન્યાશ્રય ન કરવો.

૩. વેદની નિંદા ન કરવી. વેદની નિંદા કોઈ કરે તો નરકમાં પડે છે. વૈષ્ણવ હોય તો ભગવાને તેનો અંગીકાર કરેલો હોવાથી તે નરકમાં પડતો નથી, પરંતુ વેદની નિંદા કરવાથી તે હલકી યોનિમાં અવતરે છે.

૪. મિથ્યા આલાપ, ક્રિયા અને ધ્યાન સર્વથા ન કરવા, એટલે વાણી, કાયા અને મનની સ્વાભાવિક પ્રવૃત્તિ થતી હોય તે ન થવા દેવી. વાણી કાયા અને મનની સ્વાભાવિક પ્રવૃત્તિ થવા દેવાથી સેવામાં ચિત્ત રહેતું

નથી અને બહિર્મુખતા પ્રાપ્ત થવાનો ભય રહે છે.

૫. વિધર્મથી સર્વથા દૂર રહેવું. નિષિદ્ધ ધર્મનું કદાપિ આચરણ ન કરવું. વેદમાં જે ન કરવાની વિધિ હોય તેવા નિષિદ્ધ ધર્મનું આચરણ ન કરવું. અધર્મનું આચરણ ન કરવું.

૬. અહંકાર ન કરવો, કોઈ અપમાન કરે તોપણ અહંકાર ન કરવો.

૭. માનની અપેક્ષા રાખવી નહિ.

હવે ગૃહસ્થ વૈષ્ણવોએ શું કરવું તે નીચે કહેવામાં આવે છે.

૧. શ્રીકૃષ્ણસેવાપરાયણ, દંભ વિગેરેથી રહિત, અને શ્રીભાગવતના તત્ત્વને જાણનાર નરને જોઇ તેને ગુરૂ કરવો. ગુરૂ શ્રીકૃષ્ણની સેવાપરાયણ જોઈએ, કારણકે તે શ્રીકૃષ્ણની સેવાનો ઉપદેશ કરનાર છે. તેથી શ્રીકૃષ્ણની સેવા ઉત્તમ છે એમ તે જાણતા હોય તો તે પોતે શ્રીકૃષ્ણની સેવા કેમ ન કરે ? વળી ગુરૂ દંભ, કામ, ક્રોધ, લોભ વિગેરેથી રહિત જોઇએ, અને તે શ્રીભાગવતના તત્ત્વને જાણનાર જોઈએ. કારણ કે પ્રમાણયુક્ત સેવાથી પુરૂષાર્થની સિદ્ધિ થાય છે. મનમાં કાંઈક રાખીએ અને કાંઇક કરીએ તેથી ફલ પ્રાપ્ત થતું નથી. આવા નરને જોઈ તેને ગુરૂ કરી, તે શીખવે તે પ્રમાણે શ્રીકૃષ્ણની સેવા કરવી.

૨. ઉપર જણાવેલ ગુણવાળો ગુરૂ ન મળે તો પોતે ભગવાનની મૂર્તિ કરી તેની સેવા કરવી. આ મૂર્તિ ભગવાન જ છે કારણકે વસ્તુનો વાસ્તવિક વિચાર કરતાં સર્વ ભગવદ્રૂપ છે. તેથી મૂર્તિ કરી તેની ભાવથી સેવા કરતાં " આ ભક્તનો હું ઉદ્ધાર કરૂં " એવા આશયથી ભગવાન પોતાનો તે મૂર્તિમાં પ્રાદુર્ભાવ કરે છે. તેથી ભક્તિમાર્ગમાં મૂર્તિમાં ભગવાન પ્રકટ થઇ રહે છે. જ્યાં હસ્ત છે ત્યાં ભગવાનનો શ્રીહસ્ત છે. એ પ્રમાણે સર્વ અવયવો વિષે સમજવું. તેથી કડાં, કુંડલ વિગેરે જે જે આભૂષણો ધરવામાં આવે તે સાક્ષાત્ ભગવાનનેજ ધરવામાં આવે છે.

૩. ભગવાનને મંદિરમાં પધરાવી વસ્ત્ર, આભૂષણ વિગેરે જે કાંઈ ઉપચારો પ્રાપ્ત થાય તેનાથી જેમ સુંદર લાગે તેમ પ્રેમથી સેવા કરવી. મંદિરને પણ શણગારી તેમાં ભગવાનને પધરાવી ઉપર જણાવ્યા પ્રમાણે જે કાંઈ ઉપચારો મળી આવે તેનાથી પ્રેમથી સેવા કરવી.

૪. સેવા કરવામાં સ્ત્રી, પુત્ર વિગેરે અનુકૂલ હોય તો તેમની પાસે પણ સેવા કરાવવી, તેઓ સેવામાં ઉદાસીન હોય તો પોતે સેવા કરવી, પણ જો તેઓ સેવામાં પ્રતિકૂલ હોય તો તેઓનો ત્યાગ કરવો. સેવામાં પ્રતિકૂલ ન હોય તો તેઓનો ત્યાગ કરવાથી દોષ પ્રાપ્ત થાય, પરંતુ સેવામાં પ્રતિકૂલ હોય તો તેઓનો ત્યાગ કરવાથી દોષ

થતો નથી, કારણકે આ માર્ગમાં અવૈષ્ણવના સંગનો ત્યાગ કરવાની આવશ્યકતા છે. અવૈષ્ણવનો સંગ કદાપિ કરવો નહિ.

૫. ભરણપોષણનું સાધન ન હોય તોપણ એક યામ (ત્રણ કલાક) ભગવાનની સેવા કરવીજ. બાકીના સમયમાં અનિષિદ્ધ ઉપાયથી ભરણપોષણના સાધન પ્રાપ્ત કરવાં.

૬. આદરપૂર્વક શ્રીમદ્ભાગવતનો નિયમિત રીતે પાઠ કરવો. આજીવિકાના સાધન પ્રાપ્ત કરવાના પ્રયાસમાં રોકાએલું ચિત્ત શ્રીભાગવતનો પાઠ કરવાથી પુનઃ ભગવાનમાં યોજાય છે. તેથી જરાપણ બહિર્મુખતા થાય તો શ્રીમદ્ભાગવતનું અનુસંધાન કરવું. કાંઇપણ દંભ વિના અને કાંઇપણ હેતુ વિના શ્રીભાગવતનો પાઠ કરવો એ ભગવાનમાં ચિત્ત પરોવવાનું મુખ્ય સાધન છે.

૭. સર્વમાં શ્રી કૃષ્ણની ભાવના રાખી જે કોઇ કઠોર અથવા કડવાં વચન કહે તે સર્વ સહન કરવું. આમ કરવાથી હૃદયમાં વ્યગ્રતા થતી નથી. કઠોર વચનથી ચિત્ત વ્યગ્ર થાય અને તેથી ભગવાનની સેવામાં ચિત્ત રહે નહિ. તેમ ન થાય તે માટે ક્રોધ નહિ કરતાં આ કઠોર વચન સહન કરવાં. તે સહન કરવાનો ઉપાય એ છે કે ભગવાન શ્રીકૃષ્ણ સર્વત્ર છે. તેથી કઠોર વચન કહેનારમાં રહેલ ભગવાનજ મને આ વચન કહી ઉપદેશ કરે છે એમ માનવું. તેથી ક્રોધ નહિ થતાં કઠોર વચન સહન થઇ શકશે.

૮. વૈરાગ્ય અને સંતોષનો કદાપિ ત્યાગ ન કરવો. સંસારમાં આસક્તિ નહિ રાખતાં વૈરાગ્ય રાખવો. ધન વિગેરેની સ્પૃહા નહિ રાખતાં જે કાંઇ ભગવદિચ્છાથી પ્રાપ્ત થાય તેથી સંતોષ રાખી, ધનપ્રાપ્તિ માટે પ્રયાસ નહિ કરતાં ભગવત્પ્રાપ્તિ માટે પ્રયાસ કરવો.

૯. તેથી ધન વિગેરેની અપેક્ષાનો ત્યાગ કરી, સાધન ન હોય તેથી વિકલતા થાય તે દૂર કરી, જેમ પુત્ર માતા અથવા પિતામાં વિશ્વાસ રાખે તે પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણમાં દૃઢ વિશ્વાસ રાખી ભગવાન શ્રીકૃષ્ણની સદા સેવા કરવી. આમ્ર, દ્રાક્ષ વિગેરે લોકમાં જે સર્વથી વિશેષ ઇષ્ટ હોય, સન્માર્ગે પ્રાપ્ત કરેલ દુગ્ધ વિગેરે જે પોતાને અતિશય પ્રિય હોય, જેનાથી પોતાના ચિત્તમાં પ્રસન્નતા થતી હોય તે સર્વ ભગવાનને અર્પણ કરવું, અને પોતે વસ્ત્રપ્રક્ષાલન વિગેરેથી ભગવાનની સેવા કરવી.

૧૦. અગ્નિહોત્ર વિગેરે સ્વધર્મનું શક્તિ પ્રમાણે આચરણ કરવું, પરંતુ તેથી સેવામાં વિરોધ થતો હોય તો તેનો ત્યાગ કરવો. સ્વધર્મનું આચરણ કરતાં તેથી સેવામાં વિરોધ થાય છે કે કેમ તેનો વિચાર કરવો, અને સેવામાં વિરોધ થતો હોય તો તે ધર્મનો ત્યાગ કરવો. ભગવાનનું ભજન સર્વથી ઉત્કૃષ્ટ છે, તેનું ફલ મોક્ષ છે. પરોપકાર વિગેરે ધર્મનું ફલ અલ્પ છે. તેથી અલ્પ

ફલવાળા પરોપકાર વિગેરેથી સેવામાં વિરોધ થતો હોય તો તે પરોપકાર વિગેરે ધર્મનો ત્યાગ કરી ભગવાનનું ભજન કરવું.

૧૧. ઇંદ્રિયરૂપી અશ્વોનો સદા નિગ્રહ કરવો. ઇંદ્રિયરૂપી અશ્વોનો સદા નિગ્રહ કરવાથી ઇષ્ટદેશની પ્રાપ્તિ થાય છે. ભગવાનની લીલાનું દૃષ્ટાંત લઇ જે કોઈને લૌકિક વ્યભિચારમાં પ્રવૃત્ત કરાવે છે અને જે કોઇ એવી રીતે વ્યભિચારમાં પ્રવૃત્ત થાય છે તે બધા ભગવાનથી બહિર્મુખ છે એવો દૃઢ નિશ્ચય રાખી, તેવાઓનાં સંગનો ત્યાગ કરી, ઇંદ્રિયોનો સદા નિગ્રહ રાખવો.

૧૨. ભગવાન શ્રીકૃષ્ણપ્રતિ સદા દીનતા રાખવી.

૧૩. ભગવાનના ગુણનું ગાન સદા કરવું અને સભામાં દૈત્યોની સન્નિધિમાં પણ નિર્ભય રહી, કાંઇ સ્પૃહા રાખ્યા વિના ભગવાનના નામનો ઉચ્ચાર કર્યા કરવો.

૧૪. નિત્ય વૈષ્ણવધર્મમાં વેદનો અવરોધ હોય તો તે સહન કરી વૈષ્ણવધર્મનું પાલન કરવું. માટીથી શંખ, ચક્ર વિગેરે ચિન્હ કરવાં અને તિલક કરવું. લલાટમાં દંડાકાર તિલક કરવું.

૧૫. તુલસીકાષ્ટની માલા ધારણ કરવી. માલા પણ વૈષ્ણવત્વ દર્શાવે છે અને પરંપરાથી સિદ્ધ છે. જેમ યજ્ઞોપવીતથી બ્રાહ્મણ ઓળખાય છે તેમ તુલસીમાલા અને તિલકથી વૈષ્ણવ ઓળખાય છે. આ વૈષ્ણવત્વના ચિન્હ છે.

૧૬. વેધરહિત એકાદશીના ઉપવાસ કરવા. એકાદશી કરવાના પહેલાના દિવસે સૂર્યોદય પછી ૫૫ ઘટિકા અથવા તેથી વધારે સમય સુધી દશમી હોય તો એકાદશી વેધવાળી કહેવાય છે. વેધવાળી એકાદશીનો ઉપવાસ ન કરવો, પરંતુ વેધરહિત એકાદશીનો ઉપવાસ કરવો.

૧૭. સપ્તમીના વેધરહિત જન્માષ્ટમીનો ઉપવાસ કરવો. સૂર્યોદય પછી જરાપણ સપ્તમી હોય તો તે દિવસે જન્માષ્ટમી ન કરવી. રામનવમીનું વ્રત પણ ભગવન્માર્ગમાં કરવું. નૃસિંહજયંતી અને વામનજયંતીનો ઉત્સવ કરતા હોય તેમણે તે વ્રત કરવાં. વામનજયંતીનો ઉત્સવ કરતા હોય તેમણે આગલો એકાદશીનો ઉપવાસ તજીને પણ દ્વાદશીનો ઉપવાસ કરવો. ભોજન કરીને ઉત્સવ ન કરવો, કારણકે એમ કરવાથી ભગવાનનો આવેશ થતો નથી.

ઉપર પ્રમાણે જે ગૃહસ્થ આચરણ કરે તે પોતાના કુટુંબસહિત ભગવત્સાયુજ્ય પ્રાપ્ત કરે છે.

## પાઠ ૧૧. વિવેક.

પુષ્ટિમાર્ગીય જીવે આત્મ–નિવેદન કર્યા પછી સર્વ ચિંતાનો ત્યાગ કરવો એનું આપણે પાઠ ૯ માં વિવેચન કર્યું. ચિંતાનો ત્યાગ કેવી રીતે થાય એ વિવેચન કરતાં સંક્ષેપથી વિવેક, ધૈર્ય અને આશ્રયનું પણ નિરૂપણ કરેલું છે છતાં ભક્તિ બરાબર દૃઢ થાય તે માટે વિવેક, ધૈર્ય

અને આશ્રયની આવશ્યકતા હોવાથી તેઓનું વિશેષ નિરૂપણ કરવાની જરૂર છે. તેથી અહિં પ્રથમ વિવેકનું નિરૂપણ કરવામાં આવે છે.

'હરિ સર્વ પોતાની ઇચ્છાથી કરશે' એવો દૃઢ વિશ્વાસ તે વિવેક. જીવ પોતાના પ્રયત્નથી પ્રાપ્ત કરી શકે તેવાં યોગ ક્ષેમ વિગેરે લૌકિક, અને ભગવાનની સેવામાં ઉપયોગી હોય તેવાં અલૌકિક, ભક્તના લૌકિક અલૌકિક સર્વ કાર્ય સર્વ દુઃખને હરનાર હરિ ભગવાન પોતેજ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખવો. ભગવાન પોતેજ આપણું લૌકિક અલૌકિક સર્વ કાર્ય કરશે એવો દૃઢ વિશ્વાસ હોય તો લૌકિક અથવા અલૌકિક કોઈ કાર્યની સિદ્ધિ માટે પ્રયત્ન કરવાની આવશ્યકતા નથી એ સ્પષ્ટજ છે. તેથી ભકતે માત્ર ભગવાનની સેવાજ કરવી. ભગવાનની સેવા તજી લૌકિક અથવા અલૌકિક કોઈ કાર્યની સિદ્ધિ માટે પ્રયત્ન ન કરવો; પરંતુ મારો ભગવાને અંગીકાર કરેલો હોવાથી મારૂં જરૂરી લૌકિક અને અલૌકિક સર્વ ભગવાનજ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખી લૌકિક અથવા અલૌકિક કોઈ કાર્યની સિદ્ધિ માટે પ્રયત્ન ન કરતાં ભગવાનની સેવાજ કર્યા કરવી એ પ્રથમ વિવેક છે. આ વિવેક તજી લૌકિક અથવા અલૌકિક કાર્યની સિદ્ધિ માટે પ્રયત્ન કરવાથી બહિર્મુખ થવાય છે અને સેવામાં પ્રતિબંધ થાય છે.

લૌકિક અલૌકિક કાર્યની સિદ્ધિ માટે ભગવાનની

પ્રાર્થના કર્યા વિના ભગવાન તેવી સિદ્ધિ કરે નહિ એવી પણ શંકા કરવી નહિ; કારણકે ભગવાન અલૌકિક પ્રભુ છે, પોતાના ભક્તને કયા પદાર્થની જરૂર છે તે તે જાણે છે અને ભક્ત પોતાની સેવા કરે છે તે પણ તે જાણે છે. તેથી ભક્તની સેવાથી પ્રસન્ન થઈ તેને કયા પદાર્થની અપેક્ષા છે તે જાણી, તે પોતાની મેળેજ ભક્તને જોઇતા લૌકિક અલૌકિક પદાર્થની સિદ્ધિ કરાવે છે અને તે માટે ભક્તની પ્રાર્થનાની જરા પણ અપેક્ષા રાખતા નથી. તેથી લૌકિક અથવા અલૌકિક કોઇ પણ પદાર્થની સિદ્ધિ માટે કદાપિ ભગવાનને પ્રાર્થના કરવી નહિ એ બીજો વિવેક છે.

તેમ છતાં કોઇ પોતાના લૌકિક અથવા અલૌકિક કાર્યની સિદ્ધિ માટે ભગવાનની પ્રાર્થના કરે તો તેથી શું વળવાનું હતું? ભગવાનને લૌકિક અથવા અલૌકિક પદાર્થની સિદ્ધિ કરાવવી હોય તો તે પોતાની ઇચ્છાથીજ કરાવે. જીવની પ્રાર્થનાથી કરાવે નહિ. તેથી પ્રાર્થના કરવાથી કાંઇ લાભ નથી, પ્રત્યુત પોતાના ધર્મની હાનિ થાય છે, કારણકે પ્રાર્થના કરનાર ભકતને ભગવાન પોતાનું અલૌકિક પોતાની ઇચ્છાથી જ સિદ્ધ કરશે એવો વિશ્વાસ નથી. ભગવાન મારૂં લૌકિક અને અલૌકિક પોતાની મેળે મારી પ્રાર્થના વિના સિદ્ધ કરશે-જ એવો તેને દૃઢ વિશ્વાસ હોય તો તે પ્રાર્થના શા માટે કરે? તેથી પ્રાર્થના કરનારને ભગવાન ઉપર વિશ્વાસ નથી અને ભગવાન મારૂં લૌકિક અથવા અલૌકિક સિદ્ધ કરશે કે કેમ એવો તેને

સંશય રહ્યા કરે છે. પોતાના સ્વામી ભગવાનના અભિપ્રાય વિષે આવી રીતે તેને સંશય રહ્યા કરે છે. આવી રીતે તેનું ચિત્ત વિક્ષિપ્ત રહ્યા કરે છે, અને તેથી સેવામાં તેને પ્રતિબંધ થાય છે. તેથી જીવના મુખ્ય ધર્મ ભગવાનની સેવાની તેને હાનિ થાય છે. તેથી નિષ્ફલ પ્રાર્થના કરી પોતાના ધર્મની હાનિ થવા દેવી નહિ એ ત્રીજો વિવેક છે.

ભગવાન ઉપર વિશ્વાસ નહિ રાખતાં જીવ પોતાની ઇચ્છેલી લૌકિક અથવા અલૌકિક વસ્તુ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે તોપણ ઘણા કારણથી તે વસ્તુ તેને પ્રાપ્ત થાય નહિ. (૧) જે વસ્તુ તેને જોઈતી હોય તે સર્વત્ર નહિ હોવાથી તેને તે જોઈતી હોય ત્યાં હોયજ નહિ; અને તેથી તેને મળી શકે નહિ; અથવા (૨) વસ્તુ હોય છતાં તેને પ્રાપ્ત કરવાનાં સાધન કરવાનું જીવમાં સામર્થ્ય ન હોય, તેથી પણ તે મળી શકે નહિ અથવા (૩) પોતે ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ ભગવાનની ઇચ્છા તેને તે વસ્તુ આપવી નથી એવી હોય તો તેને તે વસ્તુ પ્રાપ્ત કરવામાં હરકોઈ વિઘ્ન આવી પડે અને પ્રાપ્ત નજ થાય. જો ભગવાનની ઇચ્છા તે વસ્તુ તેને દેવાની હોય તો આવું કાંઈ પણ વિઘ્ન આવી શકતું નથી. ભગવાનને જે જે વસ્તુ જોઇએ તે તે વસ્તુ સર્વત્ર સિદ્ધજ છે. કદાચ તે વસ્તુ ન હોય તોપણ તે વસ્તુને તેજ વખતે તેજ સ્થલે ઉત્પન્ન કરવાનું ભગવાનમાં સામર્થ્ય પણ છે. અસાધ્ય વસ્તુ પણ પ્રાપ્ત કરવામાં ભગવાનને જરા

પણ વિલંબ થતો નથી તેમ પ્રયત્ન પણ કરવો પડતો નથી, કારણકે ભગવાન સત્યસંકલ્પ છે. જે જે વસ્તુઓ હરકોઇ સ્થલે છે તે સર્વ ભગવાનનીજ છે. લોકો માત્ર પોતાના અજ્ઞાનને લીધેજ તે પોતાની હોવાનું માને છે. જે વસ્તુ કોઇને જોઇએ તે વસ્તુ તેને સાક્ષાત્ અથવા પરંપરાના ભેદથી ભગવાનજ આપે છે. "મારા પ્રયત્નથી મેં આ વસ્તુ પ્રાપ્ત કરી" એમ જીવ પોતાના અજ્ઞાનથીજ માને છે. તેથી માંરે જે છે તે પણ ભગવાનેજ આપેલું છે અને હવે ભગવાને મારો અંગીકાર કરેલો હોવાથી મારે જે જોઈશે તે ભગવાન મને આપશેજ એવો નિશ્ચય રાખી ભગવાનની સેવા કરવી, પરંતુ પ્રાર્થના કરવી નહિ, તેમ કોઈ વસ્તુની પ્રાપ્તિ માટે પ્રયત્ન પણ કરવો નહિ. સત્યસંકલ્પ પ્રભુની સેવા તજી, લૌકિક અથવા અલૌકિક વસ્તુની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો એ નિરર્થક છે એ ચોથો વિવેક છે.

અમુક સમય સેવા કર્યા પછી અવકાશના વખતે બીજું કરીએ તો એમાં કાંઇ દોષ નથી એમ ન માનવું. આત્મ-નિવેદન કર્યા પછી 'દેહ, ઇંદ્રિય ધન' વિગેરેમાં 'આ મારાં છે' એવા અભિમાનનો ત્યાગ કરવો જોઇએ. સેવાના અવકાશમાં પણ સ્વતંત્રતાથી બીજું કાંઇ કાર્ય કરવામાં આવે તો દેહ ઇન્દ્રિય વિગેરેનો તેમાં વિનિયોગ થાય; પરંતુ આત્મનિવેદન સમયે આ સર્વ આપણે ભગવાનને સમર્પેલાં છે અને તેથી તે સર્વ ભગવાનને અધીન

છે. તેથી સેવાના અવકાશમાં પણ કાંઈ સ્વતંત્ર કાર્ય નહિ કરતાં દેહ, ઇંદ્રિય, વિગેરે સર્વ મેં ભગવાનને સમર્પણ કરેલાં છે અને તે સર્વ ભગવાનને અધીન છે એવી ભાવના રાખવી. આ પ્રમાણે કરવાથી મારા દેહ, ઇંદ્રિય, ધન વિગેરે ભગવાનને અધીન છે એવું અનુસંધાન રહેશે. તેથી ભગવત્કાર્ય સિવાયના કાર્યમાત્રમાં દોષ છે એમ સ્ફુરશે અને ભગવત્સંબંધી કાર્યજ મારો સ્વધર્મ છે એવી સ્ફુરણા થવાથી પ્રભુ-સેવામાંજ પ્રવૃત્તિ થશે. અન્ય સર્વ કાર્ય દોષરૂપ જણાવાથી તેમાં પ્રવૃત્તિ થશેજ નહિ. તેથી મારા દેહ, ઇંદ્રિય, પ્રાણ, ધન વિગેરે સર્વ ભગવાનનેજ અધીન છે એવી સદા ભાવના રાખવી એ પાંચમો વિવેક છે.

જેમ પોતાના દેહ ઇંદ્રિય વિગેરેનાં અભિમાનનો ત્યાગ કરવાનો છે તેવીજ રીતે દેહ સંબંધવાળા ભાર્યા, પુત્ર વિગેરેનો પણ ભગવાનેજ અંગીકાર કરેલો છે તેથી તેઓ પણ ભગવાનને અધીન છે અને તેથી તેઓના યોગ અને ક્ષેમ પણ ભગવાનજ કરશે એવું સદા અનુસંધાન રાખવું. આમ કરવાથી તેઓના યોગક્ષેમ માટે પણ પ્રયત્ન કરવાની પ્રવૃત્તિ થશે નહિ. આવી રીતે પોતાના દેહ ઇંદ્રિય, પ્રાણ વિગેરે તેમજ દેહસંબંધી ભાર્યા, પુત્ર વિગેરે સર્વ ભગવાનને અધીન છે એવી ભાવના રાખવી. તેઓનું અભિમાન જરાપણ ન રાખવું. વાસના સહિત તેઓમાંના અભિમાનનો ત્યાગ કરવો. તેઓમાંના અભિમાનનો એવી

સારી રીતે ત્યાગ કરવો કે તેમની વાસના પણ રહે નહિ.

લૌકિક અથવા અલૌકિક પદાર્થની પ્રાપ્તિ માટે ભગવાનની પ્રાર્થના પ્રયત્ન વિગેરે ન કરતાં માત્ર ભગવાનની સેવા કરવી. શ્રીમદાચાર્યચરણની આજ્ઞા પ્રમાણે ભગવાનની સેવા કરવી; પરંતુ ભગવાન કોઇ સમયે અંતઃકરણ ગોચર થઈ કાંઈ વિશેષ આજ્ઞા કરે તો તે પ્રમાણે સેવા કરવી. શ્રીમદાચાર્યચરણની આજ્ઞા પ્રમાણે સેવા કરતાં ભક્તને સર્વથા આત્મસ્વરૂપ તરીકે ભગવાનજ સ્ફુરે છે. ભક્તને આ પ્રમાણે ભગવાનનીજ સ્ફુરણા થતી હોવાથી ભગવાન કોઈવાર તેના અંતઃકરણમાં પ્રકટ થઇ વિશેષ આજ્ઞા કરે છે, અથવા સ્વપ્નદ્વારા પોતાની આજ્ઞા તેને જણાવે છે. આવી રીતે ભગવાનના સ્વરૂપ, લીલા વિગેરે સંબંધી વિશેષ આજ્ઞા ભગવાનની જણાય ત્યારે સ્નેહભાવથી તે પ્રમાણે વર્તવું. આવી વિશેષ આજ્ઞા દેહના સંબંધી પુત્ર વિગેરેના ઉપનયન વિવાહ વિગેરે લૌકિક કાર્યના સંબંધમાં થતી નથીજ, તેમજ દેહ અથવા દેહના વિષય સંબંધી થતી નથીજ, પરંતુ ભગવાનની સેવાના સંબંધમાંજ થાય છે. સમર્પણ કર્યા પછી લૌકિક સર્વ ભગવાનનુંજ છે એવું અનુસંધાન રાખી, તે સર્વ ભગવાનના પ્રસાદ તરીકે મળેલું છે એમ જાણી, જેટલું આવશ્યક હોય તેટલુંજ કરવું, પરંતુ તેમાં વિશેષ ઉત્સાહ રાખી વિશેષ ધન વિગેરેનો વ્યય ન કરવો; પરંતુ સેવાના સંબંધમાં ભગવા-

નની વિશેષ આજ્ઞા થાય ત્યારે તે પ્રમાણે વર્તવું. આ છઠ્ઠો વિવેક છે.

સેવામાં જોઈતાં ધન વિગેરે સાધન ન હોય તો સેવા થઈ શકે નહિ. તેથી ઋણ કરીને પણ સેવામાં ઉપયોગી સામગ્રી વિગેરે પ્રાપ્ત કરવાં જોઈએ એમ પણ માનવું નહિ. આપત્ આવી પડે, ધન ન હોય, સેવાના સાધન ન હોય તો મારે ઋણ કરીને પણ સેવાના સર્વ સાધન પ્રાપ્ત કરવાં જોઇએ એવી હઠ ન કરવી; પરંતુ જે કાંઈ પ્રાપ્ત થાય તેનાથી સંતોષ માની વિશેષ પ્રાપ્ત કરવા પ્રયાસ નહિ કરતાં, જે પ્રાપ્ત થયું હોય તેજ ભગવાનને સમર્પણ કરવું. પુષ્ટિમાર્ગમાં ભગવાનને જે સમર્પણ કરવામાં આવે છે તેનો ભગવાન સાક્ષાત્ અંગીકાર કરે છે જ. તેથી સમર્પણ કરવા માટે પણ વિશેષ પ્રાપ્ત કરવા પ્રયાસ ન કરવો. સેવાના સાધન પ્રાપ્ત કરવા માટે પણ આ પ્રમાણે પ્રયાસ કરવાનો નથી તો પછી લૌકિક કાર્યની સિદ્ધિ માટે તો પ્રયાસ કરવાનો હોયજ ક્યાંથી? સેવાના સાધન માટે પણ પ્રયાસ ન કરવો એ સાતમો વિવેક છે.

વૈદિક શ્રૌત સ્માર્ત ધર્મનું આચરણ કરવાનો પણ આગ્રહ કરવો નહિ. ભગવાનની સેવાનો પણ ત્યાગ કરી મારે શ્રૌત, સ્માર્ત વિગેરે ધર્મોનું આચરણ કરવુંજ જોઇએ એવો આગ્રહ ન કરવો, પરંતુ ભગવાનની આજ્ઞા જે કર્મ કરવાની થાય તેવું આવશ્યક કર્મ સેવાના અવકાશના સમયમાં કરવું.

ભગવાનની સેવા વિનાના શ્રૌતસ્માર્ત વિગેરે કોઇપણ ધર્મનું આચરણ કરવાનો આગ્રહ ન કરવો એ આઠમો વિવેક છે.

ધર્મ અને અધર્મના પરિણામનો વિચાર કરવો જોઈએ. જે કરવાથી અધર્મ થાય તે ન કરવું જોઇએ. લૌકિક ધર્મ બાદ કરતાં, શ્રૌતધર્મ, સ્માર્તધર્મ અને ભગવદ્ધર્મ એ ત્રણ પ્રકારના ધર્મ છે. તેમાં સ્માર્તધર્મથી શ્રૌતધર્મ બલવાન છે, અને શ્રૌતધર્મથી ભગવદ્ધર્મ બલવાન છે. તેથી જેમ શ્રૌતધર્મનું આચરણ કરતાં સ્માર્તધર્મનો ત્યાગ કરવામાં આવે તો તેથી કાંઇ બાધ થતો નથી, તેમ ભગવદ્ધર્મનું આચરણ કરવામાં શ્રૌતધર્મ અને સ્માર્તધર્મનો ત્યાગ કરવામાં આવે તો તેથી કાંઈ બાધ થતો નથી, કારણકે ભગવદ્ધર્મ શ્રૌતધર્મ અને સ્માર્તધર્મથી પણ વિશેષ બલવાન છે. આ પ્રમાણે શ્રૌતધર્મ અને સ્માર્તધર્મ ગૌણ હોઇ સ્વધર્મ નથી. તેથી તે ધર્મોનું આચરણ કરવામાં આગ્રહ કરવો નહિ. આમ હોવા છતાં આ માર્ગમાં જે કર્મ કરવામાં આવે છે તે માત્ર કર્મ કરવાની ભગવાનની આજ્ઞા થાય ત્યારે 'આ માર્ગ અપ્રમાણ છે' એવી શંકા ન થાય તે માટેજ કરવામાં આવે છે. તેથી આ માર્ગમાં શ્રૌતધર્મ અથવા સ્માર્તધર્મના આચરણ માટે કોઈપણ પ્રકારનો આગ્રહ કરવો નહિ. આ નવમો વિવેક છે.

આ પ્રમાણે ભગવાનની સેવામાં જરૂરી વિવેકનું નિરૂપણ શ્રીમહાચાર્યચરણે કરેલું છે; આવા વિવેકથી જે ભગવાનની સેવામાં પ્રવૃત્ત રહેશે તેનાથી ભગવત્સેવા થઈ શકશે.

## પાઠ ૧૨ ધૈર્ય.

બહિર્ભજન સિદ્ધ થાય તે માટે વિવેકની આવશ્યકતા હોવાથી વિવેકનું નિરૂપણ કર્યું. આન્તર્ભજન સિદ્ધ થાય તે માટે ધૈર્ય આવશ્યક છે. ધૈર્ય વિના આન્તર્ભજન સિદ્ધ થતું નથી. તેથી હવે ધૈર્યનું નિરૂપણ કરવામાં આવે છે.

મરણપર્યંત સદા સર્વતઃ ત્રણે પ્રકારના દુઃખનું સહન તે ધૈર્ય છે. દુઃખ ત્રણ પ્રકારનાં છે. (૧) દેહના સંબંધથી ઉત્પન્ન થએલું દુઃખ તે આધિભૌતિક (૨) કામ વિગેરેથી ઉત્પન્ન થએલું ઇંદ્રિયસંબંધિ દુઃખ તે આધ્યાત્મિક અને ૩) ભગવાનની સેવા માટે કરવાના કાર્યમાં જીવની પરીક્ષા કરવા માટે અથવા જીવના પ્રારબ્ધ કર્મનો ભોગ કરાવી નાશ કરવા માટે ભગવાન વિલંબ કરાવે તેથી ઉત્પન્ન થતું દુઃખ તે આધિદૈવિક. આ દુઃખો સહન ન થાય તો દુઃખ પડે તેથી ચિત્ત વ્યાકુલ થાય અને તેથી સેવા થઈ શકે નહિ. ભગવાનની સેવા થઇ ન શકે તો ભક્તના સ્વધર્મની હાનિજ થાય. તેથી સેવા થઈ શકે તે માટે આ દુઃખો સહન કરવાં.

આ દુઃખ મરણપર્યન્ત સહન કરવાં, એટલે જ્યાં સુધી આયુષ્ય હોય ત્યાંસુધી ધૈર્ય રાખી દુઃખ સહન કરવાં. તે પણ સર્વતઃ સહન કરવાં. દેહ, ઈંદ્રિય વિગેરેનાં સંબંધીઓમાં જેનાં જેનાં દુઃખ આવી પડે તે સર્વનાં દુઃખ સહન કરવાં. તે પણ સદા નિરંતર સહન કરવાં. આ પ્ર-

**માણે ત્રણે પ્રકારનાં દુઃખ મરણપર્યંત સદા સર્વતઃ સહન કરવાં તે ધૈર્ય.**

દેહ ઇંદ્રિય વિગેરેમાં અભિમાન હોય ત્યાંસુધી દેહ, ઇંદ્રિય વિગેરેનાં દુઃખ સહન કરવા દુષ્કર છે. તેથી તેમાં અભિમાન રાખવું નહિ. દેહીઓએ દેહ, ઇંદ્રિય તથા દેહ ઇંદ્રિય વિગેરેના સંબંધી પુત્ર, ભાર્યા, ધન વિગેરેને છાશ જેવા જાણવા. છાશ સારરહિત હોવાથી તેમાં અભિમાન રહેતું નથી. કોઇવાર તેનો નાશ થાય, તે ઢોળાઈ જાય, તોપણ દુઃખ થતું નથી. પરંતુ માખણ સારવાળું હોવાથી તેમાં આ મારૂં છે એવું અભિમાન થાય છે, તેનો નાશ થાય તો દુઃખ પણ થાય છે. તેથી દેહીઓએ દેહ, ઇંદ્રિય તેમના સંબંધી વિગેરેને માખણપેટે સારવાળા નહિ ગણતાં, છાશ જેવાં સારરહિત જાણી, તે ત્યાગ કરવા યોગ્ય છે એમ વિચારી તેમનામાં અભિમાન રાખવું નહિ, પરંતુ ભગવત્સંબંધિ સેવાના કાર્યમાંજ તે સારરૂપ હોવાથી માખણપેઠે અભિમાન રાખવું. આમ હોવાથી ભગવદીઓને તો પ્રભુની સેવામાંજ સુખ થાય છે, સેવા ન થાય ત્યારે દુઃખ થાય છે, પરંતુ દેહ, ઇંદ્રિય અને તેઓના સંબંધીઓથી સુખ અથવા દુઃખ થતાં નથી. આવી રીતે દેહ, ઇંદ્રિય વિગેરેમાં છાશ જેવી બુદ્ધિ રાખવાથી તેઓના સંબંધથી ઉત્પન્ન થતાં આધિભૌતિક દુઃખ સહેલાઈથી સહન થશે; દુઃખ જણાશેજ નહિ.

ઇંદ્રિયોના સંબંધી કામ, ક્રોધ વિગેરેથી ઉત્પન્ન થતાં દુઃખ આધ્યાત્મિક દુઃખ છે. આ દુઃખો સહન કરવા માટે જડની ભાવના કરવી. જેમ જડ પદાર્થની સર્વ ઇંદ્રિયો ભગવદ્ભાવવાળી હોવાથી તેમને ઇંદ્રિયથી થતાં દુઃખ હોતાં નથી તે પ્રમાણે સેવા કરનાર ભગવદીય "મારી સર્વ ઇંદ્રિયો ભગવાનનીજ છે" એવું અનુસંધાન રાખે તો તેને ઇંદ્રિયોનું અભિમાન રહેતું નથી. તેની ઇંદ્રિયોનો સદા ભગવાનમાંજ વિનિયોગ થાય છે. તેથી તે ઇંદ્રિયોથી સદા ભગવાનની સેવા કરે છે, ભગવાનનો યશ ગાય છે અને ભગવાનનુંજ સ્મરણ અને કીર્તન કર્યા કરે છે. આમ હોવાથી તેને કામ ક્રોધ વિગેરેથી ઉત્પન્ન થતાં દુઃખ જણાતાં નથી. તેથી જ્યાંસુધી જડની ભાવના રાખવાથી નિરંતર ભગવાનમાં ચિત્ત રહે ત્યાંસુધી જૂદી જૂદી ઇંદ્રિયોથી ઉત્પન્ન થતાં દુઃખ સહન કરી ભગવાનની સેવા કરવી, પરંતુ ઇંદ્રિયોથી વિષયભોગ ન કરવા. વિષયભોગ બહુજ તુચ્છ છે અને વિષયભોગ કરનારનું ચિત્ત ભગવાનમાં રહેતુંજ નથી, તેથી ઇંદ્રિયોથી વિષયભોગ નહિ કરતાં, જડની ભાવના રાખી ઇંદ્રિયોથી ઉત્પન્ન થતાં દુઃખ સહન કરી ભગવાનમાંજ ચિત્ત રાખવું. આ પ્રમાણે કરવાથી આધ્યાત્મિક દુઃખ સહેલાઈથી સહન થઈ શકશે.

આપણા પ્રારબ્ધકર્મનો ક્ષય કરાવવા અથવા પરીક્ષા કરવા માટે ભગવાન ફલદાન કરવામાં વિલંબ કરે તેથી જે

દુઃખ ઉત્પન્ન થાય તે આધિદૈવિક દુઃખ છે. આવું દુઃખ આવી પડે ત્યારે ગોપભાર્યાઓની ભાવના કરવી. કેટલીક ગોપભાર્યાઓને ભગવાનમાં જારબુદ્ધિ હતી. "ભગવાન જાર છે અને અમે અભિસારિકા છીએ" એવી તેમની બુદ્ધિ હતી. તેથી તેમના પ્રારબ્ધકર્મનો ક્ષય કરાવવા ભગવાને ફલદાનમાં વિલંબ કર્યો અને પ્રારબ્ધકર્મનો ભોગ કરાવી પછી તેઓના ગુણમય દેહનો ત્યાગ કરાવી ફલદાન કર્યું.+ તે પ્રમાણે આપણા પણ પ્રારબ્ધકર્મનો ભોગ કરાવી ભગવાન ફલદાન કરશેજ એમ ધૈર્ય રાખી વિલંબથી થતું દુઃખ મરણ પર્યન્ત સહન કરવું. બીજી ગોપભાર્યાઓ રાસના આરંભ સમયે ભગવાન પાસે ગઇ ત્યારે ભગવાને તેમને ઘેર જઈ પતિની સેવા કરવા કહ્યું. છતાં તેઓ ઘેર ન ગયા, પરંતુ ભગવાને કહેલા વચનોથી થતું દુઃખ સહન કરી ધૈર્ય રાખી રહ્યા, અને ઘેર જવાની ઇચ્છા પણ ન કરી. તેથી તેમને ભગવાને ઉત્તમ ફલનું દાન કર્યું. તે પ્રમાણે પ્રભુ આપણી પરીક્ષા કરવા માટે ફલદાન કરવામાં વિલંબ કરતા હોય તો આ ગોપભાર્યાઓની ભાવના કરી વિલંબથી થતું દુઃખ સહન કરી ધૈર્ય રાખી નિરૂપધિ સ્નેહમાર્ગમાં રહેવાથી ભગવાન ફલદાન કરશેજ. તેથી પરીક્ષા કરવા માટે ભગવાન ફલદાન કરવામાં વિલંબ કરતા હોય તોપણ ગોપભાર્યાઓની ભાવના કરી ધૈર્યથી વિલંબથી થતું દુઃખ સહન કરવું.

---

+ શ્રીમદ્ભાગવત ૧૦-૨૯-૯ થી ૧૧.

આ પ્રમાણે ત્રણે પ્રકારના દુઃખ સહેલાઇથી સહન થઇ શકશે. દેહસંબંધી આધિભૌતિક દુઃખ સહન કરવાથી સેવામાં કાયિક પ્રવૃત્તિ થાય છે, ઇંદ્રિયો સંબંધી આધ્યાત્મિક દુઃખ સહન કરવાથી મન ભગવાનમાં દૃઢ થાય છે અને ભગવાને કરેલા વિલંબથી થતાં આધિદૈવિક દુઃખ સહન કરવાથી, વિલંબ વિરહાત્મક હોવાથી અને વિરહમાં ભગવાનના ગુણોનું નિરંતર ગાન કરવાથી વાણી ભગવાનમાં દૃઢ થાય છે.

દેહ ઇંદ્રિય વિગેરેના સંબંધી ભાર્યા, પુત્ર વિગેરે સેવામાં પ્રતિકૂલ હોય તો તેઓનો ત્યાગ કરવો.* આ પ્રમાણે તેઓનો ત્યાગ કરવામાં આવે તો તેઓ લોકમાં આપણી નિંદા અને તિરસ્કાર કરે. આ પ્રમાણે તેઓ નિંદા તિરસ્કાર વિગેરે કરે તેથી દુઃખ થાય. આવાં દુઃખ ધૈર્યથી સહન કરવાં, પરંતુ તેઓના ઉપર ક્રોધ વિગેરે કરવા નહિ, કારણકે ક્રોધ કરવાથી બહિર્મુખ થવાય અને સેવામાં પ્રતિબંધ થાય. તેથી સેવામાં પ્રતિબંધ ન થાય તે માટે આવાં સર્વ દુઃખો સહન કરવાં.

ભગવાનની ઇચ્છાથી આ દુઃખો પોતાની મેળે દૂર થતાં હોય તો સહન કરવાનો આગ્રહ ન કરવો. ભાર્યા વિગેરે સેવામાં અનુકૂલ હોય તો તેમની પાસે સેવા કરાવવી, ઉદાસીન હોય તો તેઓનો ત્યાગ ન કરવો અને તેઓના

---

* તત્ત્વદીપ ૨-૨૨૯.

યોગ ક્ષેમ કરવાં. તેઓ સેવામાં પ્રતિકૂલ હોય તોજ તેઓનો ત્યાગ કરવો. સેવામાં પ્રતિકૂલ ન હોય તો તેઓનો ત્યાગ કરવાનો આગ્રહ કરવો નહિ, કારણકે સેવામાં અનુકૂલ અથવા ઉદાસીન ભાર્યા વિગેરેનો હઠથી ત્યાગ કરવાથી તેઓ ક્રોધ કરે અને આપણામાં દ્વેષ આવે અને તેથી સેવામાં પ્રતિબંધ થાય. તેથી ભગવાનની ઇચ્છાથી ભાર્યા વિગેરે સેવામાં પ્રતિકૂલ ન હોય તો તેઓનો ત્યાગ કરવાનો આગ્રહ ન કરવો. તેજ રીતે ભગવાનની ઇચ્છાથી આપણી ઇંદ્રિયોની પ્રથમથીજ પોતાના વિલાસ માટે વિષયમાં પ્રવૃત્તિ થતી ન હોય તો એ ઇંદ્રિયો સેવામાં અંતરાય કરાવતી નથી. ભક્તને ભગવાનની સેવા માટે પુષ્પમાલા, ચંદન વિગેરે સર્વ સામગ્રીની જરૂર છે. પ્રભુના ઉપયોગમાં આ સર્વ સામગ્રી આવ્યા પછી પ્રભુએ આપેલા પ્રસાદ તરીકે પોતાના સૌભાગ્ય તરીકે તેનો ઉપભોગ કરવામાં આવે તો તેથી બહારની અને અંદરની શુદ્ધિ થાય છે, અને ભગવદ્ધર્મ દૃઢ થાય છે. તેથી ભગવાનના પ્રસાદનો ત્યાગ ન કરવો. પોતાના માટે વિષયભોગ કરવાનો નથી. પોતાના માટે માલા, ચંદન વિગેરેનો ઉપભોગ કરવાનો નથી. આ સર્વનો પોતે ત્યાગ કરવો, પરંતુ ભગવાને ઉપભોગ કરેલ માલા ચંદન વિગેરે અલૌકિક હોઈ ફલરૂપ હોઇ તેઓનો ત્યાગ કરવો નહિ. તેવીજ રીતે પ્રારબ્ધકર્મનો ભોગથી ક્ષય કરાવ્યા પછી અથવા પરીક્ષા કર્યા પછી ભગવાન કૃપાથી સેવામાં ઉપયોગિ

થાય તેવું ધન વિગેરે આપવાની ઇચ્છા કરે ત્યારે ભગવાન પોતે અથવા કોઈની દ્વારા આપણા કોઈ પ્રકારના પ્રયાસ વિના આવું ધન વિગેરે આપણને પ્રાપ્ત કરાવે છે. આવું ધન ઉપાધિવિનાનું શુદ્ધ હોય તો તેનો ત્યાગ કરવાનો આગ્રહ ન કરવો, પરંતુ ભગવાને આ સર્વ મને પોતાના (ભગવાનના) ઉપભોગ માટેજ આપેલું છે એમ માની તે સર્વ ભગવાનના ઉપયોગમાં લાવવું, પરંતુ પોતાના માટે તેનો ઉપયોગ કરવો નહિ.

આધિભૌતિક વિગેરે ત્રણે પ્રકારનાં દુઃખ આવી પડે તે સહન કરવાં એ ધૈર્ય, પરંતુ ભગવાનની ઇચ્છાથી દુઃખ દૂર થઈ જતાં હોય, ભગવાનની કૃપાથી દુઃખ હોય જ નહિ તો દુઃખો ઉભાં કરી તેને સહન કરવાનો આગ્રહ કરવો નહિ.

ભાર્યા વિગેરે અપમાન કરે અથવા સામા થાય તો તે દુઃખ પણ સહન કરવું. ભાર્યા, પુત્ર વિગેરે ભરણપોષણ કરવા યોગ્ય છે. તેઓનું ભરણપોષણ ન થાય તો તેઓ અપમાન કરે અથવા સામા થાય, તકરાર કરે. એમ થાય તોપણ ક્રોધ ન કરતાં આ દુઃખનું સહન કરવું. ક્રોધ કરવાથી સેવામાં અંતરાય થાય અને બહિર્મુખ થવાય. તેથી ક્રોધ નહિ કરતાં દુઃખ સહન કરવું. તેવીજ રીતે બાંધવો, મિત્રો અથવા બહિર્મુખો વિગેરે સાથે મળવા હળવાનું પહેલાંની પેઠે ન બની શકે તેથી તેઓ અપમાન કરે અથવા તકરાર કરે તો તે દુઃખ સહન કરવું, પરંતુ તેઓના ઉપર ક્રોધ

કરવો નહિ. નોકરો અપમાન કરે તે પણ સહન કરવું પણ ક્રોધ કરવો નહિ. તેવીજ રીતે પ્રમાદથી શિષ્ય અથવા ભક્ત અપમાન કરે તોપણ 'આ મારા પ્રારબ્ધનું ફલ ભોગવું છું' એમ માની ધીરજથી તે દુઃખ સહન કરવું પણ ક્રોધ ન કરવો. કારણકે ક્રોધ કરવાથી આસુરભાવ થાય છે, સેવામાં પ્રતિબંધ થાય છે અને બહિર્મુખ થવાય છે.

પોતાના ભોગ માટે ઇંદ્રિયોના કાર્યોનો કાયા, વાણી અને મનથી પણ ત્યાગ કરવો. પ્રાકૃત વિષયોનો ત્યાગ કરી, ઇંદ્રિયોને અલૌકિક કાર્યમાં યોજવી. પ્રાકૃત વિષયોમાંથી ઇંદ્રિયોને દૂર રાખી, પ્રભુની સેવામાં યોજવી. જ્યાં સુધી ઇંદ્રિયોની નિરંતર સેવામાં પ્રવૃત્તિ ન રહે ત્યાંસુધી પ્રાકૃત વિષયોમાંથી તેમને દૂર રાખતાં દુઃખ થવાનુંજ. એવાં દુઃખનું સહન કરવું.

પ્રારબ્ધકર્મનો ભોગ કરાવી ક્ષય કરવા માટે અથવા પરીક્ષા કરવા માટે ભગવાન ફલદાનમાં વિલંબ કરે ત્યારે પોતાની ઇચ્છેલી વસ્તુ નહિ મળવાથી જે દુઃખ થાય તે દુઃખ સહન કરવાની પોતાની શક્તિ ન હોય તોપણ ધૈર્ય રાખવું. જેમ દરિદ્રને પોતાને જોઈતું અન્ન પ્રાપ્ત કરવાની શક્તિ નથી તેમ આવું દુઃખ સહન કરવાની પોતાની શક્તિ ન હોય, તોપણ "ભગવાનની એવીજ લીલા છે" એવું અનુસંધાન રાખી પોતાની અશક્તિનું ભાન રાખી ધૈર્ય રાખવું. આવું આધિદૈવિક દુઃખ સહન કરવામાં પોતાનો પ્રયત્ન

નિરૂપયોગી છે. આવું આધિદૈવિક દુઃખ સહન કરવા માટે પોતાનો પ્રયાસ કરવાથી પ્રભુ ઉલટું વિઘ્ન નાખે. તેથી આવું દુઃખ હોય ત્યારે પોતાની અશક્તિનું ભાન રાખી મનથી પ્રભુના શરણુનીજ ભાવના કરવી.

એવી રીતે મરણપર્યંત સદા સર્વતઃ ત્રણે પ્રકારના દુઃખ સહન કરવાં. આ પ્રમાણે દુઃખ સહન કરવાં તે ધૈર્ય છે. ભગવાનની સેવામાં પ્રતિબંધ ન થાય તે માટે ધૈર્યની આવશ્યકતા છે.

---

## પાઠ ૧૩. આશ્રય.

ભક્તિમાર્ગમાં પ્રભુનો આશ્રય મુખ્ય છે. આશ્રયથી સર્વ કાંઈ સિદ્ધ થાય છે. આશ્રયથી અશક્ય વસ્તુ પણ શક્ય થાય છે. વિવેક પણ આશ્રયથી પ્રાપ્ત થાય છે. ધૈર્ય પણ આશ્રયથી પ્રાપ્ત થાય છે. વિવેક ધૈર્ય અથવા તે બંને પ્રાપ્ત કરવા જે કોઈ અશક્ત હોય તે પ્રભુને શરણે જાય અને પ્રભુનોજ આશ્રય કરે તો તેને સર્વ પ્રાપ્ત થાય છેજ. સાધનરહિત જીવ ભગવાનને શરણે જાય તો ભગવાનની કૃપાથી તેને સર્વ ફલ એક સાથેજ પ્રાપ્ત થાય. માત્ર આશ્રયથી સર્વ સાધન અને ફલ સિદ્ધ થાય છે. તેથી આશ્રયજ કરવો અને બીજા કોઈની અપેક્ષા રાખવી નહિ.

ભક્તિમાર્ગમાં આશ્રય મુખ્ય છે. તેથી આશ્રય કોને કહેવો અને આશ્રય કેમ થાય તે હવે વિચારીએ.

જે જીવનો ભક્તિમાર્ગમાં અંગીકાર થએલો છે તેની સેવામાં પ્રવૃત્તિ થાય છે. પ્રભુની સેવાજ તેનો મુખ્ય ધર્મ છે. તેથી સેવા એ તેનો સ્વધર્મ છે અને સેવા સિવાયના કર્મમાત્ર તેના અસ્વધર્મ છે. તેથી પ્રભુની સેવા સિવાય કાંઇપણ કર્મ તેને કરવાનાં નથી. આ લોક અને પરલોકના કાંઇ પણ સાધન તેને કરવાનાં નથી. તેમજ સેવામાં પણ ઘણાં વિઘ્ન આવી પડે છે તે પણ તેણે દૂર કરવા જોઇએ. આ સર્વ આશ્રયથી થાય છે. આ લોક અને પરલોક ભગવાનના આશ્રયથી સિદ્ધ થાય છે. સેવામાં થતાં વિઘ્નો પણ ભગવાનના આશ્રયથી દૂર થાય છે. તેથી ભક્તે ભગવાનના શરણુનીજ ભાવના કરવી, અને ભગવાનની સેવાજ કર્યા કરવી. ભગવાનની સેવા તજી આ લોક અથવા પરલોકની સિદ્ધિ માટે અથવા સેવામાં થતાં વિઘ્નો દૂર કરવા માટે કાંઈ પણ સાધન કરવાં નહિ. ભગવાન હરિ સર્વ દુઃખને હરનાર છે. તેથી પોતાના ભક્તોને પોતાની સેવામાં જોઈતા સર્વ પદાર્થો પ્રાપ્ત કરાવશેજ. ભગવાનને શરણે જવાથી અને સર્વ રીતે ભગવાનના શરણુનીજ ભાવના રાખવાથી ભગવાન ભક્તનું સર્વ સિદ્ધ કરશેજ.

ભક્તે સેવામાં તત્પર રહેવું. તેમ કરતાં દેહ, ઇંદ્રિય વિગેરેથી થતાં આધિભૌતિક આદિ ત્રણ પ્રકારનાં દુઃખ આવી પડે તો તે દુઃખ દૂર કરવા અને દુઃખથી ચિત્તમાં ઉદ્વેગ ન થાય તે માટે પણ કાંઇ સાધન નહિ કરતાં માત્ર

ભગવાનના શરણુનીજ ભાવના કરવી. આવી રીતે શરણુની ભાવના કરવાથીજ સર્વ કાર્ય સિદ્ધ થશે. ભક્તે આત્મનિવેદન કર્યા પહેલાં કાંઈ પાપ કર્યાં હોય અથવા નિવેદન પછી પ્રમાદથી કાંઇ પાપ થઇ ગયાં હોય અથવા સેવા કરતાં દેહ, ઇંદ્રિય વિગેરેથી કાંઇ ભગવાનના અપરાધ થઇ ગયા હોય, તો તે સર્વ પાપ દૂર કરવા માટે પણુ ભગવાનના શરણુનીજ ભાવના રાખવી. ભગવાનને શરણુ જવાથીજ ભગવાન સર્વપાપમાંથી મુક્ત કરે છે* તેથી સર્વ પ્રકારના પાપમાંથી મુક્ત થવા માટે પણ ભગવાનના શરણુનીજ ભાવના કરવી, પરંતુ પ્રાયશ્ચિત્ત વિગેરે સાધન કરવાં નહિ, કારણુ કે પ્રાયશ્ચિત્ત કરવાથી શરણુધર્મનો ત્યાગ થાય છે.

રાજા અથવા ચોર વિગેરેથી ભય આવી પડે ત્યારે, દેહ અને ઇંદ્રિય સંબંધી આ લોકના પદાર્થની પ્રાપ્તિની ઇચ્છા થાય ત્યારે, અને જીવના સ્વભાવને લીધે પ્રમાદથી કોઈ ભક્તનો દ્રોહ થઈ ગયો હોય ત્યારે પણુ ભગવાનના શરણુનીજ ભાવનાં કરવી. સેવામાં પ્રવૃત્ત રહેવા છતાં ભગવત્સ્વરૂપમાં સ્નેહ ઉત્પન્ન થતો ન હોય ત્યારે, અને એવા કારણુથી ભક્ત આપણું અપમાન કરે ત્યારે પણુ પોતાનોજ દોષ છે એમ જાણી, તે દોષની નિવૃત્તિ માટે ભગવાનના શરણુનીજ ભાવના કરવી. ભક્તો કારણુ વિના કોઇનું અપમાન કરતા નથી. તેથી જ્યારે તેઓ આપણું અપમાન કરે ત્યારે આપણોજ દોષ છે એમ વિચારી તે દોષ દૂર કરવા માટે ભગવાનના શરણુનીજ ભાવના કરવી.

---

* શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ૧૮—૬૬

પોતાથી થઈ શકે નહિ તેવું કાર્ય કરવાનું હોય ત્યારે ભગવાનના શરણની ભાવના કરવી. તેવીજ રીતે પોતાથી સારી રીતે થઈ શકે તેવું કાર્ય કરવાનું હોય ત્યારે પણ ભગવાનના શરણનીજ ભાવના કરવી. આવા સમયે 'આ કાર્ય મેં કર્યું' એમ ન માનવું, પરંતુ 'મને પ્રભુનું શરણ હોવાથીજ આ કાર્ય મારાથી થયું' એમ માનવું, કારણકે કાર્ય ગમે તેટલું સુકર હોય તોપણ પ્રભુ વિઘ્ન કરે તો તે આપણાથી થઇ શકેજ નહિ, અને વળી 'મેં આ કાર્ય કર્યું' એવું અભિમાન કરવાથી શરણધર્મનો ત્યાગ થાય છે. તેથી ગમે તેવું સુકર કાર્ય હોય તોપણ 'હું પ્રભુનો હોવાથી પ્રભુનું મને શરણ હોવાથી આ કાર્ય મારાથી થયું' એવી ભાવના કરવી. તેથી જે કાર્ય કરવાનું હોય તે અશક્ય હો કે સુશક્ય હો, પણ તે કરવા માટે ભગવાનના શરણનીજ ભાવના કરવી, પરંતુ પોતાનો પ્રયત્ન કરવાથી શરણધર્મનો નાશ થાય છે.

વળી જીવના સ્વભાવને વશ થઇ કોઇ ત્રાહિત માણસ સાથે અથવા કોઇ ભક્તની સાથે અહંકાર થાય તો અહંકારથી તે સમયે આસુર આવેશ થાય છેજ. પછી મારાથી અહંકાર થયો તેવું ભાન થાય ત્યારે "મેં અયોગ્ય કર્યું" એમ પશ્ચાત્તાપ થાય છે. કોઈવાર પ્રભુની ઘણી કૃપા હોવાથી ધૃષ્ટતાથી પ્રભુ સાથેજ અહંકાર થઇ જાય. આ દોષ દૂર કરવા માટે પણ કાંઇ સાધન નહિ કરતાં પ્રભુના શરણની

જ ભાવના કરવી. વળી જેનું પોષણુ કરવાનું છે તેવા સ્ત્રી, પુત્ર, સગા અથવા નોકરોનું પોષણુ કરવા તેમજ રક્ષણુ કરવા માટે પણુ કાંઇ પ્રયત્ન કરવો નહિ, પરંતુ ભગવાનના શરણુનીજ ભાવના કરવી. તેવીજ રીતે આ સ્ત્રી, પુત્ર, સગાં અથવા નોકર અપમાન કરે અથવા પોતાના શિષ્યો અપમાન કરે ત્યારે પણુ તેમના ઉપર ક્રોધ નહિ કરતાં પ્રભુના શરણુનીજ ભાવના કરવી. ક્રોધ કરવાથી આપણામાં આસુર આવેશ થાય છે, અને સેવામાં વિઘ્ન થાય છે. વળી જે શિષ્ય ઉપર ક્રોધ થાય તે શિષ્યનું પણુ તેથી અનિષ્ટ થાય છે. સત્પુરૂષો જે શિષ્ય વિગેરેનો અંગીકાર કરે તેનો ત્યાગ નજ કરે. તેથી કોઇ અપમાન કરે ત્યારે તેના ઉપર ક્રોધ નહિ કરતાં, પ્રભુના શરણુનીજ ભાવના કરવી. અપમાન કરનારને શિક્ષા કરવી યોગ્ય હશે તો પ્રભુજ તેને શિક્ષા કરશે. તેથી આપણે અભિમાનથાં ક્રોધ કરી આપણા ધર્મની હાનિ કરવી નહિ.

આપણા દેહ ઇંદ્રિય મન વિગેરેને અલૌકિક કરવા માટે, તેઓના પ્રાકૃત અંશોને દૂર કરી તેઓને અલૌકિક કરવા માટે, અને તે અલૌકિક થયા પછી અલૌકિક સર્વ પદાર્થની પ્રાપ્તિ કરવા માટે પણુ હરિના શરણુનીજ ભાવના કરવી. કાયાથી સદા ભગવાનની સેવા કરવી, વાણીથી તેનું સદા કીર્તન કર્યા કરવું અને મનથી સદા ભગવાનના શરણુની જ ભાવના કરવી.

આ શરણધર્મમાં વિશ્વાસ રાખવો. ભગવાનને શરણે જવાથી અને ભગવાનના શરણનીજ ભાવના રાખવાથી ભગવાન આપણું સર્વ ઐહિક, પારલૌકિક, અલૌકિક સિદ્ધ કરશેજ એવો દૃઢ વિશ્વાસ રાખવો. કદાપિ અવિશ્વાસ કરવો નહિ. અવિશ્વાસ ઘણોજ હાનિકારક છે. ભગવાનના શરણનો અવિશ્વાસ કરી અન્ય સાધન કરવાથી શરણધર્મનો નાશ થાય છે. આ સંબંધમાં બ્રહ્માસ્ત્રનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખવું. રાવણે બ્રહ્માસ્ત્રથી હનુમાનને બાંધ્યા. બ્રહ્માસ્ત્રથી હનુમાન બંધાયા, પરંતુ રાવણને બ્રહ્માસ્ત્ર ઉપર વિશ્વાસ નહિ રહેતાં બ્રહ્માસ્ત્રથી બંધાએલ હનુમાનને પાછા જાડાં દોરડાથી બાંધવા માંડ્યા. બ્રહ્માસ્ત્ર ઉપર અવિશ્વાસ આવ્યો એટલે બ્રહ્માસ્ત્રથી હનુમાન છૂટા થયા અને દોરડાં તોડી નાખ્યા. તે પ્રમાણે શરણ ધર્મનો અવિશ્વાસ થાય તો શરણધર્મનો નાશ થાય છે. પરંતુ ચાતક જેમ સ્વાતિના વરસાદનું જલ મને મળશેજ એવો દૃઢ વિશ્વાસ રાખી અન્ય જલ લેતું નથી, તેથી સ્વાતિમાં વરસાદ આવે છે ને તેને તે જલ પ્રાપ્ત થાય છેજ; તે પ્રમાણે શરણધર્મનો દૃઢ વિશ્વાસ રાખવાથી ભક્તનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છેજ. તેથી ભગવાનના શરણનો દૃઢ વિશ્વાસ રાખી કાંઈ પણ પ્રયત્ન વિના ભગવાનની ઇચ્છાથી જે કાંઇ પ્રાપ્ત થાય તેનાથી કોઈ પણ પ્રકારની મમતા રાખ્યા વિના ભગવાનની સેવા કરવી, પરંતુ વિશેષ પ્રાપ્ત કરવા માટે કાંઇ પ્રયત્ન કરવો નહિ.

ભગવાનના શરણનીજ ભાવના રાખવી. આ લોક અથવા પરલોક માટે પણ કાંઈ સાધન નહિ કરતાં માત્ર ભગવાનના શરણનીજ ભાવના કરવી. તેથી લૌકિક અથવા વૈદિક કાર્ય કરવાની પણ આવશ્યકતા નથી. છતાં આપણે લૌકિક અને વૈદિક કાંઈ પણ કાર્ય ન કરીએ તો 'આ માર્ગ અપ્રમાણ છે' એવી લોકોને શંકા થાય. એવી શંકા લોકોને ન થાય તે માટે, લૌકિક અથવા વૈદિક કાર્ય કરવા સંબંધી ભગવાનની ઇચ્છા જાણી, ભગવાનની આજ્ઞા જે લૌકિક અથવા વૈદિક કાર્ય કરવાની થાય તે લૌકિક અથવા વૈદિક કાર્ય કરવાં. તે પણ વિધિ તરીકે નહિ, પરંતુ ભગવાનની આજ્ઞા હોવાથીજ લોકસંગ્રહ માટેજ કરવાં. આ પ્રમાણે ભગવાનની આજ્ઞા થાય તે લૌકિક અથવા વૈદિક કાર્ય કરવાથી શરણધર્મની હાનિ થતી નથી; પરંતુ ભગવાનની આજ્ઞા વિના વિધિ તરીકે લૌકિક અથવા વૈદિક કાર્ય કરવાથી શરણધર્મની હાનિ થાય છે. લોકસંગ્રહ માટે પણ લૌકિક અથવા વૈદિક કાર્ય ન કરવાથી કાંઇ દોષ થતો નથીજ, પરંતુ લોકસંગ્રહ માટે પણ વિધિતરીકે લૌકિક અથવા વૈદિક કાર્ય કરવાથી દોષ થાય છે. તેથી વિધિ તરફ જરાપણ લક્ષ નહિ આપતાં ભગવાનની આજ્ઞા જાણી, ભગવાનની આજ્ઞા લૌકિક અથવા વૈદિક કાર્ય કરવાની થાય તો તે કરવાં, નહિતો નજ કરવાં અને ભગવાનના શરણની સદા ભાવના રાખવી. આ શરણ-ધર્મ સર્વ જીવો, સર્વ વર્ણો અને સર્વ આશ્રમોને સદા હિતકારી

છે અને કાંઇ પણ સાધન વિના માત્ર શરણધર્મથી જ આ લોકની અને પરલોકની સર્વ સંપત્તિ પ્રાપ્ત થાય છે. તેથી ભગવાનના શરણનીજ સદા ભાવના કરવી, અને કાંઈ પણ બીજાં સાધન કરવાં નહિ.

---

## પાઠ ૧૪. શ્રીકૃષ્ણાશ્રય.

ભગવાન શ્રીકૃષ્ણનોજ આશ્રય કરવાથી સર્વ સિદ્ધ થાય છે એ આપણે જોયું. ભગવાન શ્રીકૃષ્ણના આશ્રયથી સર્વ સિદ્ધ થતું હોવાથી એમનો આશ્રય કરવો એ આપણો ધર્મ છે. ભગવાનનો આશ્રય સર્વ વૈષ્ણવોને સહેલાઈથી સિદ્ધ થાય તે માટે શ્રીમદાચાર્યચરણે, 'શ્રીકૃષ્ણાશ્રય' સ્તોત્ર રચેલું છે. જે કોઇ આ 'શ્રીકૃષ્ણાશ્રય' સ્તોત્રનો શ્રીકૃષ્ણની સન્નિધિમાં પાઠ કરે તેને શ્રીકૃષ્ણનો આશ્રય પ્રાપ્ત થાય છેજ. આ સ્તોત્ર પ્રભુ શ્રીકૃષ્ણનો આશ્રય પ્રાપ્ત કરવા માટે ઉપયોગી હોવાથી અર્થસહિત આપવામાં આવે છે.

**सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ।**
**पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥ १ ॥**

આ કલિકાલમાં બહારથી ધર્મનો ડોલ હોય પરંતુ અંદરથી દોષથી ભરપૂર હોય તેવો ધર્મ થઈ પડયો છે, જનસમૂહમાં જ્યાં ત્યાં સર્વત્ર પાખંડજ સર્વથી અધિક છે, તેથી કર્મ, જ્ઞાન, ઉપાસના વિગેરે પુરૂષાર્થ સાધવાના સર્વ

ઉપાયો નષ્ટ થયા છે. આવી રીતે કાલ વૈદિક સાધનોને પ્રતિકૂલ હોવાથી આ કાલમાં સદાનંદ પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણજ મારો આશ્રય હો. કર્મ, જ્ઞાન, ઉપાસના વિગેરે માર્ગ આ કાલમાં નિરર્થક થઈ પડયા છે, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણની ભક્તિ કરનારને આ કાલ પણ કોઇરીતે બાધ કરતો નથી.* તેથી આ કાલમાં ભગવાનના અંશાવતાર, કલાવતાર વિગેરે કોઈનો આશ્રય નહિ કરતાં, માત્ર પૂર્ણ-પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનોજ આશ્રય કરવો.

**म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च ।**
**सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥ २ ॥**

દેશો પણ સર્વ મ્લેચ્છોથી જીતાએલા છે અને કેવલ પાપીઓનાં રહેઠાણ થઇ પડયા છે. (તેથી) સત્પુરૂષોને પીડા થાય છે. તેથી સ્વધર્મનું આચરણ કરવું કે પ્રાકૃત કર્મ કરવાં એવી લોકોના મનમાં ભાંજગડ રહેવાથી તેઓ વ્યગ્ર રહ્યા કરે છે. આવીરીતે દેશ પણ વૈદિક સાધનોથી પ્રતિકૂલ હોવાથી પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણજ મારો આશ્રય હો.

**गंगादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ।**
**तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥ ३ ॥**

આ દેશમાં ગંગા વિગેરે જે ઉત્તમ તીર્થો છે તેની આસપાસ પણ દુષ્ટ લોકો રહેલા છે, તેથી આ ઉત્તમ

---

* જૂઓ શ્રીમદ્ભાગવત ૧૨-૩-૪૫, ૫૧, ૫૨.

તીર્થોથી પણ કાંઈ પુરૂષાર્થની સિદ્ધિ થાય એમ નથી. ગંગા વિગેરે તીર્થોમાં દુષ્ટ પુરૂષો રહે છે તેમ બ્રાહ્મણો પણ રહે છે ખરા, પરંતુ તેઓને આ તીર્થોનો ઘણો પરિચય હોવાથી તેઓમાં તીર્થો માટે આદર નથી, તેથી તીર્થો માટે તેમનામાં પૂજ્યબુદ્ધિ અથવા ભક્તિ નહિ હોવાથી, દાન વિગેરે ઉપાધિ માટેજ તેઓ ત્યાં રહેતા હોવાથી તેઓ પણ દુષ્ટજ છે. આવી રીતે તીર્થોમાં સર્વત્ર દુષ્ટ પુરૂષો રહેતા હોવાથી તીર્થના અધિષ્ઠાતા દેવતાઓ પણ ત્યાંથી તિરોહિત થયા છે. તેથી ગંગાજલ વિગેરે દ્રવ્ય પણ વૈદિક સાધનોથી પ્રતિકૂલ હોવાથી પૂર્ણપુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણજ મારો આશ્રય હો.

अहंकारविमूढेषु सत्सु पापानुवर्तिषु ।
लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ४ ॥

"અમેજ શાસ્ત્ર જાણનાર છીએ, અમારે વળી કોને પૂછવાનું હોય?" એમ માનનાર વિદ્વાનો પણ અહંકારથી ઘણા મૂઢ થએલા છે. તેઓ પાપીઓને અનુસરે છે. તેથી સંગ અને અન્નદોષથી દુષ્ટ થયા છે, અને પોતાનો લાભ પ્રાપ્ત કરવા અથવા લોકો પોતાની પૂજા કરે તે માટે અથવા પોતાનાં પ્રયોજન સાધવાજ પ્રયત્ન કર્યા કરે છે. આમ હોવાથી વૈદિક સાધનોના 'કર્તા' પણ મળી શકે તેમ નહિ હોવાથી પૂર્ણપુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણજ મારા આશ્રય હો.

अपरिज्ञाननष्टेषु मन्त्रेष्वव्रतयोगिषु ।
तिरोहितार्थदेवेषु कृष्ण एव गतिर्मम ॥ ५ ॥

વૈદિક અથવા શાસ્ત્રમાં કહેલા મંત્રોનું તાત્પર્ય, ફલ, દેવતાનું સ્વરૂપ વિગેરેનું કોઇને જ્ઞાન નહિ હોવાથી મંત્રો પણ નષ્ટ થયા છે. વળી મંત્રોના અભ્યાસ કરનારે ગુરૂકુલમાં વાસ, બ્રહ્મચર્ય, શૂદ્રની સન્નિધિમાં મંત્રનો ઉચ્ચાર ન કરવો, તથા મંત્રોનો અભ્યાસ વિગેરે વ્રતો પાળવા જોઇએ તેવાં કોઇ પાળતું નથી. તેથી કોઈ મંત્રનો અર્થ તાત્પર્ય વિગેરે જાણતું નથી. તેથી મંત્રોના અર્થ અને અધિષ્ઠાતા દેવતા તિરોહિત થયા છે. આમ હોવાથી મંત્રો પણ વૈદિક સાધનોથી પ્રતિકૂલ હોવાથી પૂર્ણપુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણજ મારા આશ્રય હો.

नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ।
पाषण्डैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ६ ॥

"પ્રપંચ અથવા જગત્ સર્વ મિથ્યા છે. વેદનો પણ જગતમાં સમાવેશ થતો હોવાથી તે પણ મિથ્યા છે. વેદ અને વેદમાં આપેલ ઉપદેશ માત્ર વ્યવહારમાંજ પ્રમાણ છે, પરંતુ વસ્તુતઃ સત્ય નથી તેથી કાંઈ કર્તવ્ય નથી તેમ કાંઇ પ્રાપ્ત કરવાનું નથી" એવો કોઇનો મત છે. "બ્રહ્મા વિગેરેનો પણ યજ્ઞથીજ ઉત્કર્ષ થાય છે. પ્રથમની વાસનાથી પાછલના કર્મ થયાં કરે છે. કર્મજ કરવાં યોગ્ય છે, કર્મથીજ ફલ પ્રાપ્ત થાય છે. કોઈ ફલ આપનાર દેવ નથી, તેથી કોઇ દેવ ઉપાસ્ય નથી તેમ કોઇ દેવ કર્મમાં પ્રવૃત્તિ કરાવતો

નથી. દેવતા કોઇ ચેતન નથી પરંતુ મંત્રમયજ છે, તેથી કોઈ દેવતા ઉપર પ્રીતિ રાખવાનું કાંઇ પ્રયોજન કે ફલ નથી" એવો કોઇનો મત છે. "સોળ પદાર્થનો વિવેક થયા પછી શ્રવણ મનન અને નિદિધ્યાસનથી આત્માનો સાક્ષાત્કાર કરવાથી દુઃખનો સદંતર નાશ થાય એજ પરમ ફલ છે. કોઈ ભગવાન સેવ્ય અથવા ફલરૂપ નથી." એવો કોઈનો મત છે. "પ્રકૃતિ અને તેના વિકાર વિગેરેનો લય થતાં, પુરૂષ પોતાના સ્વરૂપમાં રહે એજ પરમ ફલ છે. ભગવાન કોઈ છેજ નહિ" એવો કોઈનો મત છે. આવા જૂદા જૂદા મતથી સર્વ વૈદિકકર્મ અને વ્રતનો નાશ થયો છે. આ કર્મ અથવા વ્રત ફલ આપતાં નથી, અથવા વિપરીત ફલ આપે છે એવા જૂદા જૂદા માણસોના નિશ્ચય થએલા છે. કર્મ અથવા વ્રત યોગ્ય ફલ આપતાં નથી એજ તેઓનો નાશ છે. આવા ખોટા ખોટા પોતાના મતનો આગ્રહ રાખી દશમીવિદ્ધા એકાદશી જેવાં નિષિદ્ધ વ્રત લોકો કરે છે. આ મત અનુક્રમે શંકર, જૈમિનિ, ગૌત્તમ, તથા કપિલમુનિએ પ્રવર્તાવેલ છે પરંતુ ભગવાને શંકરને કરેલી આજ્ઞા પ્રમાણે આ મોહશાસ્ત્ર રચાએલાં છે. આ સર્વનો પ્રયાસ માત્ર પાખંડ માટેજ છે. આવા પાખંડ મતોને લીધે સર્વ વ્રત અને કર્મ પણ વૈદિક સાધનોથી પ્રતિકૂલ હોવાથી પૂર્ણપુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણજ મારા આશ્રય હો.

अजामिलादिदोषाणां नाशको ऽनुभवे स्थितः ।
ज्ञापिताखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ॥ ७ ॥

આ પ્રમાણે વૈદિક સાધનોમાં ઉપયોગી કાલ, દેશ, દ્રવ્ય, કર્તૃ, મન્ત્ર અને કર્મ સર્વ પ્રતિકૂલ હોવાથી ભગવાન શ્રીકૃષ્ણનોજ આશ્રય કરવો. ભગવાન પ્રાકૃત સર્વ ધર્મથી રહિત, અપ્રાકૃત સર્વ ગુણવાળા છે અને જીવ સ્વભાવથીજ દુષ્ટ છે, છતાં મહાપુરૂષદ્વારા જીવ ભગવાનને શરણ જાય ત્યારે ભગવાન તેના સર્વપુરૂષાર્થ સિદ્ધ કરે છે. અજામિલ જેવા મોટા પાપીઓના સર્વ દોષોનો ભગવાને નાશ કર્યો છે. આ પ્રમાણે ભગવાને પોતાના માહાત્મ્યનો આપણને અનુભવ કરાવ્યો છે. ભગવાન સર્વ દોષોનો નાશ કરી પોતાની પ્રાપ્તિ કરાવે છે. તેથી આપણે ગમે તેવા દોષવાળા હોઈએ તોપણ ભગવાનનોજ આશ્રય કરવો યોગ્ય છે. ભગવાનના આશ્રયનો ત્યાગ કરી દોષો દૂર કરવા કદાપિ પ્રાયશ્ચિત્ત કરવાં નહિ; પરંતુ ભગવાનનોજ આશ્રય કરવો. અજામિલ જેવા મહાપાપીઓના દોષનો નાશ કરનાર પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણજ મારા આશ્રય હો.

प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ।
पूर्णानंदो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥ ८ ॥

બ્રહ્મા વિગેરે સર્વ દેવોની સત્વ, અહંકાર વિગેરેમાંથી ઉત્પત્તિ થએલી છે. આ સર્વ દેવો પ્રાકૃત છે. અક્ષર-

બ્રહ્મ ગણિતાનંદ છે. અક્ષરબ્રહ્મનો આનંદ અગણિત નથી, પરંતુ ગણિત અથવા માપ થઇ શકે તેવો છે. સર્વદુઃખ હરનાર હરિ ભગવાન શ્રીકૃષ્ણજ પૂર્ણ અથવા અગણિત આનંદવાળા છે. બ્રહ્માદિ દેવોનું સાયુજ્ય પ્રાપ્ત થાય તોપણ તે દેવો સાથે પુનઃ સંસારમાં આવવું પડે, જ્ઞાનમાર્ગથી અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ થાય તોપણ પરિમિતજ આનંદ પ્રાપ્ત થાય. તેથી નિરવધિ પૂર્ણ આનંદવાળા ભગવાન શ્રીકૃષ્ણજ મારા આશ્રિત હો.

**विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।**
**पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥९॥**

સાતમા તથા આઠમા શ્લોકમાં પ્રભુના માહાત્મ્યનો વિચાર કરી પ્રભુના આશ્રયની ઇચ્છા કરી. હવે જીવના દોષનો વિચાર કરી પ્રભુના આશ્રયની ઇચ્છા કરે છે. મારામાં વિવેક, ધૈર્ય, ભક્તિ, પુણ્ય કાંઇ નથી. વિવેક વિગેરે જરા પણ મારામાં નથી તેમજ તે પ્રાપ્ત કરવાનાં સાધન પણ મારી પાસે નથી, કારણકે હું દરિદ્ર છું. વળી પાપમાં રચ્યો પચ્યો રહેલો છું. આવો સાધનરહિત હું હોવાથી પૂર્ણપુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણજ મારા આશ્રય હો.

આ સ્તોત્ર શ્રીમદાચાર્યચરણે રચેલું છે, પરંતુ તેઓશ્રીએ આ સ્તોત્ર જીવોને પ્રભુનો આશ્રય પ્રાપ્ત થાય તે માટે રચેલું છે. તેથી જીવને અહિં લગાડેલા વિશેષણો

આચાર્યશ્રીને લાગુ પડે છે એમ માનવું નહિ. જીવો ભગવાનનો આશ્રય પ્રાપ્ત કરવા આ સ્તોત્રનો પાઠ કરે તે માટે આચાર્યશ્રીએ આ સ્તોત્ર રચેલું છે એમ આ સ્તોત્રના અંતિમ અગીઆરમા શ્લોકથી જણાશે.

**सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत ।**

**शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥१०॥**

ભગવાન સર્વસામર્થ્યવાળા છે. સર્વમાં અથવા સર્વનું જે જે સામર્થ્ય હોય તે ભગવાનમાં છેજ. ભગવાન કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સમર્થ છે. ભગવાન સર્વસામર્થ્યવાળા છે એમ આપણે પાછલ+ જોયું છે. તેથી ભગવાન સર્વત્ર સર્વ અર્થ કરી શકે છે. સર્વ દેશ, કાલ, વર્ણ, આશ્રમ વિગેરેમાં સર્વ અર્થ કરે છે, તેથી જેનું મર્યાદા પ્રમાણે રક્ષણ કરવું હોય તેને જ્ઞાન, ઐશ્વર્ય, ધર્મ વિગેરે મર્યાદા પ્રમાણે અપેક્ષિત પદાર્થનું દાન કરી તેનું રક્ષણ કરે છે. મર્યાદા પ્રમાણે રક્ષણ નહિ કરતાં અજામિલ જેવા દુષ્ટ સાધનહીન જીવોને પણ પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્તમ ફલનું દાન કરે છે. એકવાર પણ જે ભગવાનને શરણ જાય તેનું ભગવાન રક્ષણ કરે છેજ. તો પછી જે ભગવાનને શરણેજ રહે તેનો ભગવાન સારી રીતે ઉદ્ધાર કરે તેમાં આશ્ચર્ય શું ?* જે ભગવાનનોજ આશ્રય કરે છે

---

+ ભાગ પહેલો પાઠ ૨.

* જુઓ શ્રીમદ્ભાગવત ૧૦-૨-૩૧,૩૩. ૧૦—૩—૨૭

તેવા ભગવદીઓ પાસે કાલ અને યમ પણ જઇ શકતા નથી તો બીજું કોણ તેમને પીડા કરી શકે ? જે ભગવાનનેજ શરણે રહે તેનો ઉદ્ધાર કરવો એ ભગવાનનો નિશ્ચયજ છે+ તેથી શરણે રહેનારનો અનાયાસે સારી રીતે ઉદ્ધાર કરનાર ભગવાન શ્રીકૃષ્ણનાજ આશ્રય માટે હું વિજ્ઞપ્તિ કરૂં છું,

कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत्कृष्णसन्निधौ ।
तस्याश्रयो भवेत्कृष्ण इति श्रीवल्लभोऽब्रवीत् ॥११॥

શ્રીકૃષ્ણનો જેનાથી આશ્રય થાય તેવા આ શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્રનો જે ભગવાન શ્રીકૃષ્ણની સંનિધિમાં પાઠ કરશે તેનો આશ્રય ભગવાન શ્રીકૃષ્ણ થશે એમ શ્રીવલ્લભે કહ્યું છે. શ્રીમદાચાર્યચરણ શ્રીવલ્લભ ભગવાનના સ્વરૂપને જાણે છે, સર્વનો ઉદ્ધાર કરવા પોતે ભુતલ ઉપર પ્રકટ થયા છે તેથી પોતેજ ઉદ્ધારક સ્વરૂપ હોવાથી તે કહે તેમાં કાંઇ શંકા કરવી ઉચિત નથી. તેથી આ સ્તોત્રનો ભગવાન શ્રીકૃષ્ણની સન્નિધિમાં પાઠ કરી શ્રીકૃષ્ણનો આશ્રય પ્રાપ્ત કરી, શ્રીકૃષ્ણનોજ આશ્રય રાખવો.

---

+ શ્રીમદ્‌ભાગવત ૧૦-૨૫-૧૮

## પાઠ ૧૫. ભકિતવૃદ્ધિપ્રકાર.

ગૃહસ્થ ભકતે કેવી રીતે આચરણ કરવું તે આપણે પાઠ ૧૦ મા જોયું. હવે પુષ્ટિમાર્ગીય ભક્તિની વૃદ્ધિ કેવી રીતે થાય તે જોઇએ. શ્રીમદાચાર્યચરણે આ પ્રકાર વૈષ્ણવોને જણાવવા "ભક્તિવર્ધિની" નામનો ગ્રંથ રચ્યો છે.

શ્રીમદાચાર્યચરણના અનુગ્રહપૂર્વક આ માર્ગની રિતિથી ભગવાનને સર્વસ્વ નિવેદન કર્યા પછી ભગવાન જીવનો અંગીકાર કરે છે. ભગવાન આવી રીતે અંગીકાર કરે તે પુષ્ટિમાર્ગીય ભક્તિનું બીજ છે. ભક્તિની વૃદ્ધિ કરવા માટે પ્રથમ આ બીજ દૃઢ કરવાની આવશ્યકતા છે.

ઘરમાં રહી ભગવાનના ભજનને અનુકૂલ ન હોય તેવી વ્યાવૃત્તિ રાખ્યા વિના સ્વધર્મ પ્રમાણે ભગવાનની સેવા કીર્તન સ્મરણ ચિંતન વિગેરે કરવાથી ભક્તિનું બીજ દૃઢ થાય છે.

પુષ્ટિમાર્ગીય રીતે ભગવાનનું ભજન ઘરમાં રહીનેજ થઇ શકે છે. તેથી ભગવાનનું ભજન કરવામાં અનુકૂલ હોય તેવા ગૃહમાં રહીને સ્વધર્મથી ભગવાનની સેવા કરવી. અહિં સ્વધર્મનો અર્થ વર્ણાશ્રમધર્મ નથી, વર્ણાશ્રમધર્મ તો દેહના ધર્મ છે. સ્વધર્મ એટલે આત્માના ધર્મ, અથવા ભગવદ્ધર્મ. અવિકૃત ભગવદ્ધર્મનેજ અહિં સ્વધર્મ કહેલ છે. ભગવાનના ભજનમાં અનુકૂલ ન હોય તેવી સર્વ પ્રવૃત્તિ તજી ભગવાન શ્રીકૃષ્ણની ભક્તિ કરવી એ સ્વધર્મ છે. આવી રીતે ભગવાનની

સ્નેહપૂર્વક સેવા કરવી. સેવા કરતાં જે સમય અવશિષ્ટ રહે તેમાં શ્રવણકીર્તન, સ્મરણ, અને ચિંતન કરવાં.

કદાચ આવી રીતે નિરંતર ભગવદ્દભજન થઈ ન શકે અને ભગવદ્દભજનને માટેજ બીજા કોઈ કાર્ય કરવાની આવશ્યકતા જણાય તો તેવું કાર્ય કરીને પછી ભગવાનમાં ચિત્ત રાખવું અને શ્રવણ વિગેરે કરવા પ્રયાસ કરવો. આવી રીતે કરવાથી ભગવાનમાં પ્રેમ, આસક્તિ અને વ્યસન ઉત્પન્ન થાય છે. ભગવાનમાં પ્રેમ ઉત્પન્ન થાય ત્યારે ભગવાન વિના બીજા કોઇમાં રાગ રહેતો નથી. જ્યારે ભગવાનમાં આસક્તિ થાય છે ત્યારે ગૃહમાંથી રૂચિ જતી રહે છે. ઘરમાં રહેતા સ્રી પુત્ર વિગેરેમાં ભગવાન ઉપર પોતાનાં જેવો ભાવ નથી એમ જણાતાં, તેઓ પ્રતિ અરૂચિ થાય છે. ભગવાનમાં આસક્તિ થતાં માત્ર ભગવદી-ઓજ 'આત્મીય' એટલે પોતાનાં છે એવી બુદ્ધિ થાય છે. તેથી ભગવદીય ન હોય તેવાં સ્રી પુત્રો પોતાના ભગવદ્-ભાવને હાનિ કરનાર છે અને તે પોતાના નથી એમ જણાય છે. તેથી તેઓના પ્રતિ અરૂચિ થાય છે. ભગવાનમાં આ-સક્તિ થયા પછી ભગવાનમાં વ્યસન થાય છે. જ્યારે વ્યસન થાય છે ત્યારે ભગવાનના દર્શન વિગેરે વિના તથા ભગવાનના સંબંધી વિના રહી શકાતું નથી. આવી રીતે ભક્તિનું બીજ દૃઢ થાય છે. જે બીજનો લૌકિક અથવા અલૌકિક કોઇપણ ઉપાયથી નાશ થઇ શકે નહિ, જેનો

લૌકિક દુઃસંગ વિગેરેથી અથવા અલૌકિક કાલ વિગેરેથી પણ નાશ થઈ શકે નહિ તે બીજ દૃઢ થયું કહેવાય છે.

આવી રીતે બીજદૃઢ થતાં, ત્યાગ શ્રવણ અને કીર્તનથી ભક્તિની વૃદ્ધિ થાય છે. બીજભાવ દૃઢ થયા પછી પુષ્ટિમાર્ગીય સાધન વિના અન્ય સર્વ સાધનનો ત્યાગ કરવો જોઈએ. તેવીજ રીતે આ માર્ગની રીતે ભગવદ્ધર્મોનું શ્રવણ કરવું જોઈએ અને તેવીજ રીતે કીર્તન સ્મરણ કરવું જોઈએ. આ પ્રમાણે કરવાથી પુષ્ટિમાર્ગીય ભક્તિની વૃદ્ધિ થાય છે.

બીજભાવ દૃઢ થતાં ભગવાનમાં વ્યસન થાય છે. જેને આવી રીતે ભગવાનમાં વ્યસન થયું હોય તે નિરંતર ગૃહમાં રહી શકતો નથી, કારણ કે ઘરમાં સ્ત્રી પુત્ર વિગેરેનો પોતાના જેવો ભગવાનમાં ભાવ નહિ હોવાથી તેઓના સંગથી પોતાના ભાવની હાનિ થવાનો સંભવ છે. જેમ દેહનું જેને અભિમાન હોય તેવો માણસ દેહનો નાશ કરનાર વાઘ પાસે રહી શકતો નથી તેમ જેનામાં વ્યસન પર્યંત ભગવદ્‌ભાવ હોય તે તેવા ભાવના ન શક સંસારી સ્ત્રી પુરૂષ સાથે રહી શકેજ નહિ. તેથી જેને ભગવાનમાં વ્યસન થાય તે ગૃહનો ત્યાગ કરવાનો જ. ગૃહનો ત્યાગ કરી માત્ર ભગવાનમાંજ મન પરોવી માત્ર ભગવાનને માટેજ તે યત્ન કરે એટલે તેને ઉત્તમ સુદૃઢ પરભકિત પ્રાપ્ત થાય છે. તેવી રીતે યત્ન કરવાથી સર્વાત્મભાવરૂપ સ્વરૂપનો અનુભવ કરાવનારી ઉત્તમ ભક્તિ પ્રાપ્ત થાય છે. આ ભક્તિ સાલોક્ય,

સાર્ષ્ટિ, સામીપ્ય અને સાયુજ્ય એ ચાર પ્રકારની મુક્તિ કરતાં પણ ઉત્તમ છે, અને અગણિતાનંદ પૂર્ણ પુરૂષોત્તમના સ્વરૂપનો અનુભવ કરાવનારી છે.

ભગવાનમાં વ્યસન થાય અને ઘરનાં માણસોથી સંગતિથી પોતાના ભગવદ્ભાવની હાનિ થાય તેવું છે એમ જણાય ત્યારેજ ગૃહનો ત્યાગ કરવો ઉચિત છે. પરંતુ સંયોગો વિના "હું પણ ગૃહ, સ્ત્રી, પુત્ર વિગેરેનો ત્યાગ કરી ભક્તિની વૃદ્ધિ કરૂં" એવા વિચારથી કોઈ ભક્તિમાર્ગીય ભક્ત ગૃહનો ત્યાગ કરે તે યોગ્ય નથી, કારણકે ગૃહનો ત્યાગ કરવાથી ભક્તિમાં ઘણી રીતે બાધ આવે તેવો સંભવ છે. આવા ભક્તમાં બીજભાવ દૃઢ થએલો નહિ હોવાથી તેનું ચિત્ત ચંચલ રહે છે. આવા ચંચલ ચિત્તવાળાને ભગવદ્ભાવ જેનામાં ન હોય તેવા લૌકિક પુરૂષોના દુઃસંગથી ભગવદ્ભાવની હાનિ થાય એ સ્પષ્ટજ છે. વળી ગૃહનો ત્યાગ કર્યા પછી શરીરનો નિર્વાહ કરવા માટે તેને જ્યાં ત્યાં અન્ન લેવું પડે. આમાં કોઈ સ્થલે ભગવાનને સમર્પણ થએલ ન હોય તેવું અન્ન લેવામાં આવે તો બહિર્મુખતા થાય એવો પણ સંભવ રહે છે. આ સિવાય કોઈ સ્થલે ઇંદ્રિયોનો નિગ્રહ ન રહે વિગેરે દોષ થઇ જવાનો સંભવ રહે.

આ પ્રમાણે હોવાથી કોઇએ એ પ્રમાણે ગૃહનો ત્યાગ કર્યો હોય તો તેણે ઘણીજ સાવચેતીથી રહેવું જોઇએ. દોષ

થઈ ન જાય તે માટે તેણે ભક્તિમાર્ગની રીતે જ્યાં ભગ-
વાનની સેવા થતી હોય તેવા શ્રીગોવર્ધન વિગેરે ભગવત્સ્થા-
નમાં રહેવું જોઈએ. ત્યાં પણ ભગવાનના સ્વરૂપમાં, ભગ-
વાની સેવામાં તથા ભગવાનના ગુણોના શ્રવણ કીર્તન વિગે-
રેમાં નિરંતર તત્પર રહેનાર ભગવદીઓના સંગમાં જ
રહેવું જોઇએ. આવી રીતે ભગવત્સ્થાનની નજીકમાં અથવા
જરા દૂર જ્યાં રહેવાથી પોતાના ચિત્તમાં દોષ ઉદ્ભવે
નહિ ત્યાં રહેવું અને ભગવદીઓનો સંગ કરવો. જેવી
રીતે રહેવાથી બહિર્મુખતા ન થાય તેવી રીતે રહેવું જોઇએ.
શ્રીમદાચાર્યચરણે જે સેવાપ્રકાર પ્રકટ કર્યો છે તે પ્રકારે
ભગવાનની સેવા કરવામાં અથવા ભગવાનની લીલાની ક-
થામાં જેની જીંદગી સુધી દઢ આસક્તિ રહે છે તેના
ભાવનો કદાપિ નાશ થતો નથી અને તેને પુષ્ટિમાર્ગીય
ફલની અવશ્ય પ્રાપ્તિ થાય છે જ; પરંતુ સેવામાં દઢ
આસક્તિ ન હોય, અથવા મનમાં ઉદ્વેગ રહેતો હોય, અથવા
લૌકિક ભોગમાં આસક્તિ રહેતી હોય અને તેવા કારણથી
સેવા થઇ શકતી ન હોય તો " મારાથી સેવા થઈ શકતી
નથી તેથી ઘરનો ત્યાગ કરી હું એકાંતમાં ભગવન્નામનું
સ્મરણ કરૂં " એવા વિચારથી ઘરનો ત્યાગ કરી એકાંતમાં
રહેવું ઉચિત નથી. આવી સ્થિતિ હોય અને સેવા થઇ
શકતી ન હોય તોપણ સેવા તજી એકાંતમાં ન રહેવું,
પરંતુ મનનો ઉદ્વેગ વિગેરે સહન કરીને સેવાજ કર્યા કરવી

અને ઉદ્વેગ વિગેરે સેવામાં પ્રતિબંધ કરનાર કારણો ભગવાન દૂર કરશે જ એવો દૃઢ વિશ્વાસ રાખવો. ભગવાન સર્વ વિઘ્નો દૂર કરશે જ એવો દૃઢ વિશ્વાસ રાખી સેવા કર્યા કરવામાં આવે તો ભગવાન જરૂર સર્વ વિઘ્નો દૂર કરશે જ. વિશ્વાસ મુખ્ય છે. તેથી ભગવાનમાં દૃઢ વિશ્વાસ રાખી સેવા કર્યા કરવી, તથા શ્રીમદાચાર્યચરણે ભક્તિવર્ધિની ગ્રંથ લખેલ છે તેનો સારી રીતે અભ્યાસ કરવો. આ ગ્રંથનો માત્ર પાઠ નહિ કરતાં તેના દરેક પદના અર્થનું અભિપ્રાયપૂર્વક અધ્યયન કરવાથી પણ ભગવાનમાં દૃઢ ભક્તિ થાય છે.

## પાઠ ૧૬. અન્યાશ્રયનિષેધ.

**अन्याश्रयो न कर्तव्यः सर्वथा बाधकस्तु सः ॥**

શ્રીમદ્‌વિઠ્ઠલેશ્વરવિરચિત ચતુઃશ્લોકી.

અન્યાશ્રય ન કરવો. તે સર્વરીતે બાધ કરનાર છે. ગયા પાઠમાં શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્રમાં આપણે જોયું કે "શ્રીકૃષ્ણજ મારા આશ્રય હો" એવી વિજ્ઞપ્તિ કરી છે. અહિં 'જ' શબ્દ દર્શાવે છે કે શ્રીકૃષ્ણ વિના અન્યકોઇનો અશ્રય કરવાનો નથી. શ્રીકૃષ્ણ વિના અન્યનો આશ્રય કરવો, શ્રીકૃષ્ણથી અન્ય કોઇનો આશ્રય તે અન્યાશ્રય. વિવેકધૈર્યાશ્રયગ્રંથમાં પણ શ્રીમદાચાર્યચરણે આશ્રયનું નિરૂપણ કરતાં અન્યાશ્રયનો નિષેધ નીચે પ્રમાણે કરેલો છે.

**अन्यस्य भजनं तत्र स्वतो गमनमेव च ।**
**प्रार्थनाः कार्यमात्रेऽपि तथाऽन्यत्र विवर्जयेत् ॥**

શ્રીકૃષ્ણ વિના અન્ય કોઈ દેવના ભજનનો સર્વથા ત્યાગ કરવો. શ્રીકૃષ્ણથી અન્ય કોઈ પણ દેવનું ભજન કદાપિ ન કરવું. ભજન ન કરવું એટલુંજ નહિ, પરંતુ તેવા કોઇ પણ દેવતાના મંદિરે પોતે કદાપિ જવું પણ નહિ. બીજા કોઈની પ્રેરણાથી પણ તેવા કોઇ દેવના મંદિરે કદાપિ જવું નહિ, કારણકે જો તેવા કોઈ દેવનું ભજન કરે અથવા તેવા કોઇ દેવના મંદિરે જાય તો ભગવચ્છરણ નષ્ટ થાય છે. ભગવાનનો આશ્રય રહેતો નથી. તેથી શ્રીકૃષ્ણથી અન્ય કોઈ દેવનું ભજન કરવું નહિ, તેવા કોઈ દેવના મંદિરે જવું પણ નહિ. તેવીજ રીતે નાના અથવા મોટા કોઈ પણ કાર્ય માટે તેવા કોઇ દેવની પ્રાર્થના પણ કદાપિ કરવી નહિ. ગમે તેવું નાનું અથવા મોટું કાર્ય હોય તોપણ કાર્યની સિદ્ધિ માટે અથવા હરકોઇ પદાર્થની પ્રાપ્તિ માટે તેવા કોઇ દેવની પ્રાર્થના કદાપિ કરવી નહિ, કારણ કે એવી રીતે પ્રાર્થના કરવાથી પણ ભગવદાશ્રયની હાનિ થાય છે.

શંકાઃ—શ્રીમદાચાર્યચરણે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું સ્થાપન કર્યું છે. તેથી શ્રીમદાચાર્યચરણના સિદ્ધાંત પ્રમાણે શુદ્ધ અદ્વૈતજ સંભવે. જો શુદ્ધ અદ્વૈતજ હોય, અદ્વૈત વિના અન્ય કાંઈ ન હોય તો શ્રીકૃષ્ણનોજ આશ્રય કરવો અને અન્ય

કોઈ દેવનો આશ્રય ન કરવો, અન્ય કોઇ દેવના મંદિરે ન જવું એવો સિદ્ધાંત હોઇ શકે નહિ, કારણકે શુદ્ધ અદ્વૈત હોય તો શ્રીકૃષ્ણ અને બીજા દેવોમાં કાંઇ ભેદ હોઇ શકેજ નહિ. અરે! દેવોની વાત બાજુએ રહી, ભગવાન અને જીવમાં પણ કાંઈ ભેદ હોઇ શકે નહિ તો પછી ભગવાન શ્રીકૃષ્ણ અને બ્રહ્મા શિવ વિગેરે બીજા દેવોમાં ભેદ કેમ સંભવે? શ્રીકૃષ્ણ અને બીજા દેવોમાં ભેદ ન હોય તો બીજા દેવોના મંદિરે જવાથી અને તેમની ભક્તિ કરવાથી અન્યાશ્રય પણ નજ થાય. તેથી અન્યાશ્રય ન કરવો એ સિદ્ધાંત માત્ર વાડા બાંધવા પાછલથી કોઈએ ઘુસાડી દીધેલ હોવો જોઇએ.

સમાધાનઃ—આવી શંકા અયોગ્ય છે. શ્રીમદાચાર્યચરણનો સિદ્ધાંત શુદ્ધાદ્વૈત છે. જીવ અને બ્રહ્મનો અભેદ છે, કારણકે જીવ બ્રહ્મનો અંશ છે. જેમ અગ્નિમાંથી તણખા નીકળે છે તેમ જીવ બ્રહ્મમાંથી નીકળે છે. તેથી જેમ તણખા અગ્નિજ છે તેમ જીવ પણ બ્રહ્મજ છે; પરંતુ જીવ અને બ્રહ્મમાં કાંઇ ભેદજ નથી એમ નથી. તણખા કરતાં અગ્નિ અધિક છે તેમ જીવ કરતાં બ્રહ્મ અધિક છે. આ દર્શાવવા સૂત્રકારે "अधिकं तु भेदनिर्देशात्"* સૂત્ર યોજેલું છે. બ્રહ્મ જો જીવ જેટલુંજ હોય તો આ શંકા ઉચિત ગણાય; પરંતુ બ્રહ્મ જીવ અને જગતથી અધિક છે.× "આત્માનું

* બ્રહ્મસૂત્ર ૨–૧–૨૨.
× પુષ્ટિપાઠાવલિ ભાગ ૧ પાઠ ૬ તથા ૮ જૂઓ.

શ્રવણુ કરવું, મનન કરવું, નિદિધ્યાસન કરવું ” શ્રુતિ ઉપદેશ કરે છે કે જીવે ભગવાનનું મનન અને નિદિધ્યાસન કરવું. તેથી ભગવાન જીવથી અધિક છે. જીવ જો ભગવાનની સમાન હોય તો જીવ શા માટે ભગવાનનું શ્રવણુ, મનન અને નિદિધ્યાસન કરે ? જેમ શ્રુતિ જીવ અને બ્રહ્મના ઐકયનો બોધ કરે છે તેમજ બ્રહ્મ જીવથી અધિક છે તેવો પણુ બોધ કરે છે. હીરો· માણેક અને પાષાણુ સર્વે પાર્થિવ એટલે પૃથ્વી તત્ત્વના બનેલા છે અને ત્રણેમાં પાર્થિવત્વ સમાન છે, છતાં પાષાણુથી માણેક અધિક છે અને માણેકથી હીરો અધિક છે. તેથી પાર્થિવ તરીકે સમાન હોવા છતાં તેઓમાં ઉંચાનીચાપણું રહેલું છે. વળી ખાખરો ચંપક અને ચંદન એ ત્રણે પાર્થિવ એટલે પૃથ્વીતત્ત્વના બનેલા છે અને તેથી પાર્થિવત્વ ત્રણેમાં સમાન છે છતાં ખાખરાથી ચંપક ઉંચું છે અને ચંપકથી ચંદન ઉંચું છે. તેથી પાર્થિવ તરીકે સમાન હોવા છતાં તેઓમાં પણુ ઉંચા નીચાપણું રહેલું છે તેવીજ રીતે જીવો સર્વ બ્રહ્મના અંશ હોવાથી બ્રહ્માંશ અથવા બ્રહ્મના અંશ તરીકે તેઓ સમાન હોવા છતાં તેઓમાં પણુ ઉંચા નીચાપણું રહેલું છે. તેથી બ્રહ્માથી આરંભી તરખલા સુધીના સર્વ જીવોમાં ઉંચાનીચાપણું રહેલું છે* અને સર્વ જીવમાત્રથી ભગવાન્ અધિક છે.

“ જે સર્વજ્ઞ સર્વશક્તિવાળા છે ” શ્રુતિ ભગવાનમાં

---

* બ્રહ્મસૂત્ર ૨–૧=૧૩ ઉપરનું અણુભાષ્ય.

જ્ઞાન અને ક્રિયા ઉભય છે એવો બોધ કરે છે. ક્રિયામાં પ્રવેશ કરેલા ભગવાન ક્રિયારૂપ યજ્ઞાત્મા કહેવાય છે. આવા ભગવાનનું વેદના પૂર્વકાંડમાં નિરૂપણ કરેલું છે. જ્ઞાનમાં પ્રવેશ કરેલા ભગવાન જ્ઞાનાત્મા બ્રહ્મરૂપ કહેવાય છે. આવા ભગવાનનું વર્ણન વેદના ઉત્તરકાંડમાં કરેલું છે. આ જ્ઞાનાત્મા ભગવાન પણ સાકાર છે જ્ઞાન અને ક્રિયા ઉભય શક્તિ પ્રકટ કરી ભગવાન શ્રીકૃષ્ણ આવિર્ભૂત થયા તેમનું વર્ણન શ્રીમદ્ભાગવતમાં કરેલું છે. જ્ઞાન પ્રાપ્ત થાય તે માટે ઉપાસનાનું વેદના ઉત્તરકાંડમાં નિરૂપણ કરેલું છે અને ઉપાસના માટે સૂર્ય વિગેરે ભગવાનની જૂદી જૂદી વિભૂતિઓનું નિરૂપણ કરેલું છે, તેજ પ્રમાણે જૂદા જૂદા પુરાણોમાં દુર્ગા, ગણપતિ વિગેરે ભગવાનની વિભૂતિઓનું નિરૂપણ કરેલું છે. આ વિભૂતિઓને પ્રાપ્ત કરવાના સાધન અને ફલની પણ આ ગ્રંથોમાં વ્યવસ્થા છે, પરંતુ પૂર્ણ-ફલનું દાન ભગવાન પોતેજ કરે છે. તેથી 'બ્રહ્મ જાણનાર પરને પામે છે' શ્રુતિ જે મુખ્ય સાયુજ્ય ફલનું નિરૂપણ કરે છે તે ફલની ઇચ્છા રાખનારે તો આદિમૂર્તિ ભગવાન શ્રીકૃષ્ણનીજ સેવા કરવી જોઇએ.* અન્ય દેવોની ઉપાસના અથવા પૂજા નહિ કરતાં ભગવાન શ્રીકૃષ્ણનીજ સેવા કરવી જોઇએ. શ્રુતિગીતામાં પણ શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કે "મુક્તિની ઇચ્છા રાખનારે કાલથી આરંભી તૃણ પર્યંત

* સપ્રકાશ તત્વદીપ ૧. ૧૨ થી ૧૪

કોઈની સેવા કરવી નહિ, પરંતુ દોષના ત્યાગ કરાવવા સમર્થ અને ગુણના દાતા ( ભગવાન શ્રીકૃષ્ણ )નીજ સેવા કરવી." જીવમાં પણ ભગવાન છે જ, પરંતુ ત્યાં ભગવાન સંછન્ન એટલે સારી રીતે ઢંકાએલ છે. તેથી કોઈ જીવનું ભજન સર્વથા ન કરવું. કાલથી આરંભી તૃણ પર્યંત કોઈની સેવા કરવી નહિ.+

શુદ્ધાદ્વૈત સિદ્ધાંત હોવા છતાં, માત્ર શ્રીકૃષ્ણનીજ સેવા કરવી યોગ્ય છે એ શ્રીમદાચાર્યચરણ વિરચિત સિદ્ધાંત-મુક્તાવલી ગ્રંથમાંથી પણ સ્પષ્ટ થાય છે. બ્રહ્મ એકજ છે છતાં તેનાં જૂદાં જૂદાં રૂપ છે ( ૧ ) પરબ્રહ્મ શ્રીકૃષ્ણજ છે ( ૨ ) અક્ષરબ્રહ્મ. અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે. આ અક્ષરબ્રહ્મના પણ બે રૂપ છે. (૧) પ્રપંચ અને (૨) પુરૂષોત્તમાધિષ્ઠાન. આ રૂપ પ્રપંચથી ભિન્ન છે. આ સિદ્ધાંત સારી રીતે સમજાય તે માટે શ્રીમદાચાર્યચરણ ગંગાનું દૃષ્ટાંત આપે છે. ગંગાના બે રૂપ છે. (૧) જલપ્રવાહ. આ આધિભૌતિક રૂપ છે. વૃષ્ટિથી વધે છે, તાપથી ઘટે છે અને સર્વવ્યવહાર યોગ્ય છે. (૨) તીર્થરૂપ. આ આધ્યાત્મિકરૂપ છે. ગંગામાંથી જલની ગાગર અન્યત્ર લઇ જઇએ તો તેપણ ગંગાજલજ છે, છતાં તે જલથી સ્નાન કરવાથી ગંગા ફલ આપે નહિ, પરંતુ ગંગાપ્રવાહમાંજ તીર્થરૂપમાંજ મર્યાદામાર્ગીય વિધિ પ્રમાણે સ્નાન પૂજા વિગેરે કરવામાં આવે તો તે ફલ આપે છે, તેથી ગંગાજલ અને ગંગા

+ શ્રુતિગીતા ૨૫ થી ૨૭

તીર્થરૂપ જૂદાં જૂદાં રૂપ છે. આવીજ રીતે અક્ષર બ્રહ્મના બે રૂપ છે. (૧) પ્રપંચ (૨) પુરૂષોત્તમાધિષ્ઠાન. આ પુરૂષોત્તમાધિષ્ઠાનનું ધ્યાન વિગેરે કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, પરંતુ પ્રપંચનું ધ્યાન કરવાથી કાંઈ ફલ થતું નથી. જેમ ગાગરમાંથી ગંગાજલ દૂર લઈ જઈ, તે ગંગાંજલજ છે એમ ખાતરી કરી તેનાથી સ્નાન કરવામાં આવે તોપણ તેનાથી ફલ થતું નથી, તેમ પ્રપંચ અક્ષરબ્રહ્મજ છે એમ ખાતરી હોવા છતાં પ્રપંચનું ધ્યાન કરવાથી કાંઈ ફલ થતું નથી. વળી દેવતારૂપ ગંગામાંજ જેને વિશેષ ભક્તિ હોય તેને કોઈ કોઈવાર ગંગામાંજ ગંગાની મૂર્તિના પ્રત્યક્ષ દર્શન થાય છે. આ મૂર્તિના હરકોઇ માણસને દર્શન થતાં નથી, પરંતુ જેને વિશેષ ભક્તિ હોય તેનેજ દર્શન થાય છે. આ ગંગાનું આધિદૈવિક રૂપ છે. (૧) જેમ ગંગાનો પ્રવાહ છે તેવું પ્રપંચરૂપ અક્ષર છે. (૨) જેવી ગંગા તીર્થરૂપ છે તેવું પુરૂષોત્તમાધિષ્ઠાનરૂપ અક્ષર છે અને (૩) જેવી ગંગાદેવી છે તેવા પરબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ છે. તેથી બ્રહ્મ એક હોવા છતાં પ્રપંચરૂપ બ્રહ્મનું ધ્યાનાદિ કરવાથી કાંઈ ફલ પ્રાપ્ત થતું નથી, પુરૂષોત્તમાધિષ્ઠાનરૂપ બ્રહ્મનું ધ્યાનાદિ કરવાથી વિહિત ફલની પ્રાપ્તિ થાય છે, પરંતુ ઉત્તમ શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિરૂપ સાયુજ્યાદિ ફલ માત્ર શ્રીકૃષ્ણની સેવા કરવાથીજ થાય છે. તેથી પ્રપંચ તથા જીવ સર્વ બ્રહ્મજ હોવા છતાં પ્રપંચનું ધ્યાનાદિ ન કરવું અને અન્ય દેવોની

ઉપાસના અથવા પૂજા નહિ કરતાં માત્ર ભગવાન શ્રીકૃષ્ણ-નીજ સેવા કરવી એજ યોગ્ય છે.

શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે.* જ્યારે પુરૂષોત્તમ શ્રીકૃષ્ણની સૃષ્ટિ કરવાની ઇચ્છા થાય છે ત્યારે અક્ષરમાંથી કાલ પ્રકટ થાય છે. કાલમાંથી પ્રકૃતિ અને પુરૂષ ઉત્પન્ન થાય છે અને પ્રકૃતિમાંથી નારાયણ પ્રકટ થાય છે. નારાયણના મન-માંથી વિષ્ણુ પ્રકટ થાય છે, લલાટમાંથી રૂદ્ર પ્રકટ થાય છે, અને નાભિમાંથી કમલ નીકળે છે તેમાંથી બ્રહ્મા પ્રકટ થાય છે.+ તેથી વિષ્ણુ, રૂદ્ર, બ્રહ્મા બધાની શ્રી પુરૂષોત્તમમાંથી ઉત્પત્તિ થાય છે. બ્રહ્મા સૃષ્ટિ રચે છે તેમાં દેવ, મનુષ્ય, હલકા જીવો, સ્થાવર વિગેરે થાય છે. આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણજ આદિમૂર્તિ છે. તેથી અન્ય કોઇ દેવની સેવા નહિ કરતાં ભગવાન શ્રીકૃષ્ણનીજ સેવા કરવી એજ યોગ્ય છે.÷

---

## પાઠ ૧૭ અન્યાશ્રયનિષેધ.

આપણો માર્ગ પુષ્ટિમાર્ગ છે. પુષ્ટિ એટલે ભગવાનની કૃપા. ભગવાનની કૃપાનો આ માર્ગ છે. આ માર્ગનો અધિ-કાર ગદ્યમંત્રથી પ્રાપ્ત થાય છે. ગદ્યમંત્ર લેતી વખતે આપણે પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે "ભગવાન કૃષ્ણ શ્રીગોપીજન-વલ્લભને ( અમારા ) દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ અને તેઓના ધર્મો. દારા, ગૃહ, પુત્ર, આપ્ત, વિત્ત, આલોક અને

* પુષ્ટિપાઠાવલિ ભાગ ૧, પાઠ ૫
+ પુષ્ટિપાઠાવલિ ભાગ ૧ પાઠ ૬ ÷ તત્ત્વદીપ ૧-૧૪

પરલોક આત્મા સાથે " સમર્પણુ કરીએ છીએ. આ પ્રમાણે આપણે આ પદાર્થો ભગવાન શ્રીકૃષ્ણુને સમર્પણુ કર્યા ત્યારથી તે આપણા નથી, પરંતુ પ્રભુના છે એ આપણે લક્ષમાં રાખવુંજ જોઈએ. આ પદાર્થો ગદ્યમંત્ર અથવા બ્રહ્મસંબંધ થયા પછી આપણા નથી પરંતુ પ્રભુ શ્રી કૃષ્ણુના છે. જે આપણા પદાર્થ નથી, તેનો ઉપયોગ આપણે આપણી સ્વેચ્છા પ્રમાણે કરી શકીએ નહિ તે સ્પષ્ટજ છે, તેથી બ્રહ્મસંબંધ કરતી વખતે આ સર્વ પદાર્થો આપણે ભગવાન શ્રીકૃષ્ણુને સમર્પણુ કરેલ હોવાથી તે સર્વનો વિનિયોગ ભગવાન શ્રીકૃષ્ણુમાંજ કરવો જોઈએ. આ સર્વ પદાર્થોનો ઉપયોગ ભગવાન શ્રીકૃષ્ણુની સેવામાંજ કરવો જોઈએ. અન્ય કોઈ કાર્યમાં આ પદાર્થોનો ઉપયોગ આપણે કરી શકીએ નહિ. ભગવાન શ્રીકૃષ્ણુની સેવા વિના બીજા કોઈ કાર્યમાં આપણે આ પદાર્થોનો ઉપયોગ કરીએ, શ્રીકૃષ્ણુ વિના અન્ય કોઈ દેવની ઉપાસનામાં આ પદાર્થોનો ઉપયોગ કરીએ તો બ્રહ્મસંબંધ સમયે આપણે આ સર્વ ભગવાન શ્રીકૃષ્ણુને સમર્પણુ કરવાની જે પ્રતિજ્ઞા કરી હતી તેનો બાધ થાય એ સ્પષ્ટજ છે. આવી રીતે અન્યાશ્રય કરતાં બ્રહ્મસંબંધ સમયે કરેલી પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. તેથી અન્યાશ્રય કદાપિ કરવો નહિ.

આ લોકમાં ધન, દેહ, પુત્ર વિગેરે સંબંધીઓ સંબંધી શોક, સ્પૃહા, પરિભવ, લોભ વિગેરે આપણુને રહે છે.

અહંતામમતા આ સર્વનું કારણુ છે. તે સર્વ દુઃખનું મૂલ છે. આમાંથી છૂટવા સર્વને અભય આપનાર ભગવાનના ચરણુકમલનું વરણુ કરવું જોઇએ, એટલે ભગવાનને આત્મનિવેદન કરી ભગવાનના વાસ્તવિક દાસ થવું જોઇએ. સર્વ ભયમાંથી નિર્ભય થવા ભગવાનના ચરણુકમલનું વરણુ કરવું.+ આત્મ નિવેદન કરી ભગવાનનું વરણુ કરવું જોઇએ. જેમ કન્યા પોતાના ઇચ્છેલા પુરૂષનેજ પોતાના પતિ તરીકે પસંદ કરે છે અને વર પણ પોતાની ઈચ્છેલી કન્યાનેજ પોતાની સ્ત્રી તરીકે પસંદ કરે છે તેવીજ રીતે ભગવાન પણુ જેનું વરણુ કરે તેનેજ પોતાના દાસ તરીકે પોતાના સેવક તરીકે પસંદ કરે છે. આવી રીતે ભગવાન જેનું વરણુ કરે તેજ ભગવાનને પ્રાપ્ત કરી શકે છે એમ શ્રુતિ પણુ કહે છે. આપણે આત્મ-નિવેદન કરી ભગવાનને સ્વામી તરીકે સ્વીકારી તેમના દાસ થઈએ છીએ અને ભગવાન પોતાના દાસ અથવા સેવક તરીકે આપણો અંગીકાર કરે છે. જેમ વર અને કન્યા એકબીજાને પસંદ કરી લગ્ન સંબંધથી જોડાય છે તેમ ભગવાન અને ભક્ત એકબીજાને પસંદ કરી સ્વામિ-સેવક સંબંધથી જોડાય છે. જેમ લગ્ન થયા પછી વર સિવાય બીજા કોઈના વિનિયોગમાં કન્યા આવી શકે નહિ, એટલે જેમ પરણેલી સ્ત્રી પોતાના પતિ સિવાય અન્ય કોઈના વિનિયોગમાં આવી શકે નહિ તેમ આત્મનિવેદન થયા પછી

---

+ જૂઓ પાઠ ૭

આત્મ-નિવેદન જેણે કરેલ છે તેવા ભક્ત શ્રીકૃષ્ણ સિવાય અન્ય કોઇ દેવ વિગેરેનું દાસત્વ કરી શકે નહિ+. આ દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે કે અન્યાશ્રય દોષ વ્યભિચાર દોષ જેવો છે. જેમ સ્વૈરિણી સ્ત્રી ઉપર પતિનો પ્રેમ સંભવતો નથી તેમ અન્યાશ્રય કરનાર ભક્ત ઉપર ભગવાનની કૃપા સંભવતી નથી. લૌકિક પતિ પોતાની પત્નીના વ્યભિચારથી અજ્ઞાત હોય તો તેના ઉપર કદાચ પ્રેમ રાખે, પરંતુ ભગવાન સર્વજ્ઞ હોવાથી તે આપણે કરેલા અન્યાશ્રયથી અજ્ઞાત રહી આપણા ઉપર કૃપા રાખશે એવી આશા પણ વ્યર્થજ છે.

અન્યાશ્રય કરનારને ભગવાન શ્રીકૃષ્ણચંદ્રમાં વિશ્વાસ નથી એ સ્પષ્ટજ છે, કારણકે અન્યાશ્રયનું મૂલ અવિશ્વાસ છે. ભગવાન શ્રીકૃષ્ણ સર્વશક્તિમાન છે*. ધન, પત્ની, પુત્ર, રૂપ વિગેરે લૌકિક પદાર્થો, પરલોક, જ્ઞાન, ભક્તિ જે કાંઈ આપણે જોઈતું હોય તે આપવા ભગવાન સમર્થ છે. કોઇ એવી ચીજ નથી કે જે આપણને પ્રાપ્ત કરાવવાની ભગવાનની શક્તિ ન હોય. આપણને જે વસ્તુ જોઈતી હોય તે આપણને આપવા ભગવાન સમર્થ છે. જો આ આપણી માન્યતા દૃઢ હોય તો આપણે બીજા કોઇ દેવની ઉપાસના વિગેરે કરવાનું કાંઇ પ્રયોજન નથી. ભગવાન શ્રીકૃષ્ણ વિના

---

+ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિત ગાયત્રીભાષ્ય.

* પુષ્ટિપાદાવલિ ભાગ પહેલો પાઠ ૨.

બીજા સર્વ દેવો પ્રાકૃત છે. તેઓ ભગવાનના અંશ અથવા વિભૂતિ અથવા કલા છે+. જે ભગવાનના અંશ વિભૂતિ અથવા કલા કરી શકે તે ભગવાન પોતે કરી શકે એમાં આશ્ચર્યજ શું? તેથી ધન, ધાન્ય વિગેરે ઐહિક, પારલૌકિક અથવા અલૌકિક કોઇપણ પદાર્થની પ્રાપ્તિ માટે આપણે ભગવાન વિના બીજા કોઈનો આશ્રય કરવાની જરૂર નથી. આ સિદ્ધાંતમાં આપણી દૃઢ શ્રદ્ધા હોય, ભગવાન શ્રીકૃષ્ણ આપણે જોઈતા સર્વ પદાર્થ આપણને પ્રાપ્ત કરાવવા સમર્થ છે અને આપણા જેવા સેવકોનું તે સદા હિતજ કરશે એવો આપણને દૃઢ વિશ્વાસ હોય તો તેમના વિના બીજા કોઇ દેવનો કોઇ રીતે આશ્રય કરવાની આપણને કાંઈ જરૂર નથી જ. તેથી જે અન્યાશ્રય કરે છે તેને ભગવાન શ્રીકૃષ્ણમાં દૃઢ વિશ્વાસ નથી એમ સિદ્ધ થાય છે. અન્યાશ્રય કરનારને ભગવાનનો વિશ્વાસ નથી. અવિશ્વાસ મહાબાધક છે.* તેથી ભગવાન શ્રીકૃષ્ણમાં અવિશ્વાસ નહિ કરતાં દૃઢ વિશ્વાસ રાખવો. ભગવાનમાં જેને દૃઢ વિશ્વાસ હોય તે કદાપિ અન્યાશ્રય કરશેજ નહિ.

---

+ શ્રીમદ્‌ભાગવત ૧-૩-૬થી ૨૮.

* જૂઓ પાઠ. ૧૧

## પાઠ ૧૮. અનન્યભક્તિ.

અન્યાશ્રય ન કરવો એ પુષ્ટિમાર્ગનો મુખ્ય સિદ્ધાંત છે. કદાપિ કોઈ સ્થલે અન્યાશ્રય નહિ કરતાં ભગવાનની ભક્તિ કરવી જોઈએ. પરલોકની પ્રાપ્તિ માટે, અથવા ભગવાનની કૃપા પ્રાપ્ત કરવા માટે, અથવા બીજો હરકોઈ અર્થ પ્રાપ્ત કરવા માટે, ( ભગવાનની ) ભક્તિ વિના અથવા ભગવાન વિના જેને બીજું કાંઈ ( સાધન ) નથી તેઓ અનન્ય છે અને તેઓની ભક્તિ અનન્ય ભક્તિ છે+

અન્ય કોઇ દેવની પૂજા વિગેરે નહિ કરતાં ભગવાન શ્રીકૃષ્ણનીજ સેવા કરવી એજ સિદ્ધાંત હોવાથી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ભાગવત વિગેરેમાં અન્યાશ્રયનો નિષેધ કરેલો છે અને ભગવાનની અયન્ય ભકિત કરવાનોજ ઉપદેશ કરેલો છે. દૈવી પ્રકૃતિવાળા મહાત્માઓ અક્ષર વિગેરે કોઈમાં મન નહિ રાખતાં ભગવાન શ્રીકૃષ્ણનેજ ભૂતોના આદિ અને અવ્યય જાણી તેમનામાંજ મન રાખી તેમનીજ ભક્તિ કરે છે÷કોઈ ઘણોજ દુરાચારી હોય છતાં ભગવાન શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ કરતો હોય, ભગવાન શ્રીકૃષ્ણ વિના બીજા કોઇ દેવની પૂજા કે ભક્તિ નહિ કરતાં માત્ર ભગવાન શ્રીકૃષ્ણનીજ ભક્તિ કરતો હોય તો તેને દુરાચારી નહિ ગણતાં સત્પુરૂષજ ગણવો કારણકે ભગવાનની અનન્ય ભક્તિ કરવાનો તેનો નિશ્ચય ઉત્તમ છે. આ નિશ્ચયથી

---

+ શ્રીમદભાગવત ૩-૨૫-૪૦ ઉપર શ્રીસુબોધિની.

÷ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ૯. ૧૩

અલ્પસમયમાંજ તેના સર્વ પાપનો નાશ થાય છે, તે ધર્માત્મા થાય છે અને તે સદાની શાંતિ અથવા મોક્ષ પ્રાપ્ત કરે છે. ભગવાનના ભક્તનો કદાપિ વિનાશ થતો નથી+

અક્ષર વિગેરે અન્ય કોઈમાં ચિત્ત નહિ રાખતાં માત્ર ભગવાન શ્રીકૃષ્ણમાંજ ચિત્ત રાખી તેમનું જે નિત્ય સ્મરણ કરે છે તેવા ભગવાનમાં નિત્ય અનુરાગ કરનાર યોગીને ભગવાન સ્હેલાઈથી પ્રાપ્ત થાય છે. અક્ષર ભગવાનનું પરમ ધામ છે, તેથી પણ પર ભગવાન છે. તે માત્ર અનન્ય ભક્તિથીજ પ્રાપ્ય છે÷ અનન્ય ભક્તિ વિના કોઇ સાધનથી ભગવાનની પ્રાપ્તિ થતી નથી. અક્ષર વિગેરે કોઈનું ચિંતન નહિ કરતાં જેઓ માત્ર ભગવાન શ્રીકૃષ્ણ-નુંજ ચિંતન કરી તેમનીજ સેવા કરે છે તેવા નિત્ય સેવા કરનાર ભક્તોના યોગ અને ક્ષેમ ભગવાન ચલાવે છે. આ લોકમાં જોઈતા સેવા માટે ઉપયોગી ધન, ધાન્ય, વસ્ત્ર, વિગેરે પદાર્થોનો લાભ તે યોગ; અને પરલોકમાં સદાનું શ્રેય અથવા મોક્ષ તે ક્ષેમ. ભગવાન શ્રીકૃષ્ણનીજ અનન્ય ભકિત કરનારને આ લોકમાં યોગ અને પરલોકમાં ક્ષેમ ભગવાન પોતેજ પ્રાપ્ત કરાવે છે*ભગવાને અર્જુનને વિશ્વરૂપનાં દર્શન કરાવ્યાં. આ દર્શન અર્જુન પોતાના ચક્ષુઓથી કરી શકે નહિ તેથી ભગવાને તે વિશ્વરૂપનાં

---

+ભગવદ્ગીતા ૯–૩૦, ૩૧ ÷ ભગવદ્ગીતા ૮–૧૪,૨૨
* શ્રીમદ્ભગવદ્ગીતા ૯–૨૨

દર્શન કરી શકે તે માટે તેને દિવ્ય ચક્ષુઓ આપ્યાં. ભગવાનનાં આવાં દર્શન વેદોથી, તપથી, દાનથી અથવા યજ્ઞ કરવાથી પણ થઈ શકતા નથી, પરંતુ ભગવાનની અનન્ય ભકિત કરવાથી અર્જુનને જે રૂપનાં દર્શન કરવા માટે દિવ્ય ચક્ષુઓની જરૂર પડી તે રૂપનું જ્ઞાન તે રૂપનાં દર્શન અને તે રૂપમાં પ્રવેશ પણ થાય છે.* ભગવાનની અનન્ય ભક્તિથીજ ગુણાતીત પણ થવાય છે+

શ્રીમદ્ભગવદ્ગીતાનું તાત્પર્ય પણ અનન્ય ભક્તિજ છે. આ શાસ્ત્રમાં ભગવાને અર્જુનને કર્મ, જ્ઞાન વિગેરે સર્વનો બોધ કરેલો છે. શાસ્ત્રને અંતે આ સર્વમાં ઉત્તમ શું છે એ ભગવાન પોતે દર્શાવે છે અને તે ઉત્તમ માર્ગે જવા અર્જુનને ઉપદેશ કરેછે. પ્રાણિમાત્રના હૃદયમાં ભગવાન રહેલા છે અને યંત્ર ઉપર રહેલા સર્વ પ્રાણીઓનું માયાથી ભ્રમણ કરાવે છે. એ ભગવાનનેજ સર્વ ભાવથી શરણે જવા શ્રીકૃષ્ણ અર્જુનને બોધ કરે છે. એમ કરવાથી ભગવાનના પ્રસાદથી પરા શાંતિ અને શાશ્વતસ્થાનની પ્રાપ્તિ થશે એમ વચન આપે છે. આ ઘણું ગુહ્ય જ્ઞાન આપ્યું. પછી તેથી પણ ગુહ્ય ભગવાન પરમ ઉપદેશ આપે છે, અર્જુન ભગવાનને બહુ પ્રિય હોવાથીજ ભગવાન આ સર્વથી ગુહ્ય હિતકારી ઉત્તમ ઉપદેશ આપે છે. "મારામાં મન રાખનાર

---

* શ્રીમદ્ભગવદ્ગીતા ૧૧—૮, ૫૩,૫૪
+શ્રીમદભગવદગીતા ૧૪–૨૬

થા. મારો ભક્ત થા, મારી સેવા કર. મને નમસ્કાર કર. તું મને પ્રિય છે (તેથી) હું તને સત્ય પ્રતિજ્ઞા કરી કહું છું કે તું (એમ કરવાથી) મનેજ પ્રાપ્ત કરીશ. સર્વ ધર્મોનો સર્વથા ત્યાગ કરી મને એકલાને શરણુ આવ. હું તને સર્વ પાપોમાંથી છોડવીશ, શોક ન કર, " ભગવાને ગીતાના સારરૂપ અર્જુનને આ ઉપદેશ કરેલ છે તે કોઈ સમયે પણુ તપ નહિ કરનારને, અભક્તને, ભગવાનની સેવા ન કરતો હોય તેને અથવા ભગવાનનો દ્વેષ કરતો હોય તેને કહેવાંનો નથી, પરંતુ ભગવાનમાં પરમભક્તિ રાખી જે ભગવાનના ભક્તને આ ઉપદેશ કરે તે જરૂર ભગવાનને પામે* એવો ઉત્તમ આ ઉપદેશ છે. આ ઉપદેશ ગીતાના સારરૂપ હોવાથી શ્રીમહાચાર્યચરણે આ વિષે 'ન્યાસાદેશ' લખેલો છે. અને તેના ઉપર શ્રીમત્પ્રભુચરણે વિવરણુ લખેલું છે તેમાં આ ઉપદેશ વિસ્તારથી સમજાવ્યો છે. ભગવદ્ધર્મ વિનાના સર્વ ધર્મો, જે જે ધર્મોનું આચરણુ કરવાની વિધિ કહેલી છે તે જૂદા જૂદા દેવોના ભજનરૂપ સર્વ ધર્મોનો ત્યાગ કરી મારે એકને શરણુ આવ. અહિં અન્યાશ્રયનો ત્યાગ કરી અનન્ય ભક્તિનો સ્પષ્ટ બોધ 'एकं' 'એકલાને' શબ્દથી કરેલ છે તેથી ભગવદ્ગીતાનું તાત્પર્ય પણુ શ્રી કૃષ્ણુની અનન્ય ભકિત જ છે.

બ્રહ્મસૂત્રમાં પણુ વ્યાસજીએ આજ ઉપદેશ કરેલો છે.

---

* શ્રીભગવદ્ગીતા ૧૮–૬૧ થી ૬૮

ભગવાનની પ્રાપ્તિ સર્વ કોઈને થતી નથી. પરંતુ જેનું ભગવાન વરણ કરે છે તેનેજ ભગવાનની પ્રાપ્તિ થાય છે. આવા ભક્તોના મનમાં સાધન અને ફલ તરીકે પણ ભગવાનજ સ્ફુરે છે. ભગવાન વિના અન્ય કાંઈ સ્ફુરતુંજ નથી તેથી તેઓ અનન્ય છે. આવા અનન્ય ભક્તોનાજ ભગવાન અધિપતિ છે. પુરૂષોત્તમ અનન્ય ભક્તોનાજ અધિપતિ છે. 'સર્વના અધિપતિ' એમ શ્રુતિ કહે છે, પરંતુ અનન્ય ભક્તોનું આધિપત્ય ભગવાન પોતે કરે છે, બીજાઓનું આધિપત્ય વિભુતિરૂપોથી કરે છે. તેથી શ્રીપુરૂષોત્તમ અનન્ય ભક્તોનાજ અધિપતિ છે.*

શ્રીમદ્ભાગવતમાં પણ સ્થલે સ્થલે અનન્યભક્તિનુંજ ઉત્તમપણું દર્શાવેલું છે. અશ્વત્થામાએ દ્રૌપદીના પુત્રોને મારી નાખ્યા તેથી તેના માથામાંથી અર્જુને મણિ કાઢી લીધો. ત્યારપછી ભગવાને ધૃતરાષ્ટ્ર, ગાંધારી વિગેરેનું સાન્ત્વન કરી યુધિષ્ઠિરને રાજ્ય પ્રાપ્ત કરાવી તેનો યશ વધારી દ્વારકા જવા તૈયારી કરી એટલામાં અશ્વત્થામાના બાણના ભયથી વિહ્વલ થએલી ઉત્તરા આવી અને પોતાના ગર્ભનું રક્ષણ કરવા ભગવાનને તેણે પ્રાર્થના કરી. તે સમયે પાંચ પાંડવોએ પણ પોતાની સામે પાંચ બાણ જોયા. આ પાંડવો અનન્ય વિષયવાળા હતા. તેમના ચિત્તમાં ભગવાનજ હતા. ભગવાન વિના અન્ય કોઈ વિષય તેમના ચિત્તમાં નહતો. તેઓ

* બ્રહ્મસૂત્ર ૪-૪-૮, ૯.

ભગવાનના ભક્ત હતા. તેથી ભગવાને પોતાના અસ્ત્ર સુદર્શન ચક્રથી તેમનું રક્ષણ કર્યું. સુદર્શન ચક્ર અલાતચક્ર પેઠે પાંડવો અને તેમની સામેના બાણો વચ્ચે ભમવા મંડયું તેથી પાંડવોનું રક્ષણ થયું. ભગવાને આવી રીતે બુદ્ધિપૂર્વક એટલે વિચારીને પાંડવોના ચિત્તમાં ભગવાન વિના અન્ય કોઇ વિષય નહિ હોવાથી અને તેઓ પોતાના ભક્ત હોવાથી તેમનું રક્ષણ કર્યું× અને ઉત્તરાના ગર્ભનું પણ રક્ષણ કર્યું.

અન્યભાવને તજી ભગવાનના પાદમૂલને જે કોઈ ભજે છે તેનાથી જેમ તેમ જે કાંઇ વિકર્મ થાય તે તેના હૃદયમાં રહેલા ભગવાન પરમેશ્વર હરિ દૂર કરે છે+ ભગવાનનું યથાર્થ સ્વરૂપ જાણીને અથવા જાણ્યા વિના જે ભગવાનની અનન્યભાવથી ભક્તિ કરે છે તેજ ઉત્તમ ભક્ત છે÷ તેથીજ ભગવાન ઉદ્ધવને ચોદના, પ્રતિચોદના, પ્રવૃત્ત, નિવૃત્ત, શ્રોતવ્ય, શ્રુત સર્વનો ત્યાગ કરી સર્વ દેહીઓના આત્મા પોતાને એકનેજ સર્વાત્મભાવથી શરણે આવવા આજ્ઞા કરે છે અને તેમ કરવાથી તેને કોઇનો ભય રહેશે નહિ એમ પણ વચન આપે છે.* આ ઉપદેશ શ્રીમદ્ભગવદ્ગીતામાં અંતે અર્જુનને ઉપદેશ કર્યો તેવોજ છે. ઉદ્ધવ પણ ભગવાન સાથેના

---

× શ્રીમદ્ભાગવત ૧-૮-૧૨ ઉપર સુબોધિની.

+ શ્રીમદ્ભાગવત ૧૧-૫-૪૨.

+ શ્રીમદ્ભાગવત ૧૧-૧૧-૩૩.

* શ્રીમદ્ભાગવત ૧૧-૧૨-૧૪, ૧૫.

સંવાદને અંતે ભગવાનને એવીજ પ્રાર્થના કરે છે કે હે મહાયોગી! મને એવી આજ્ઞા કરો કે જેથી આપના ચરણકમલમાં મારી અનપાયિની (દૃઢ) પ્રીતિ થાય.×

નન્દ વિગેરેના અંબિકાયાત્રાના પ્રસંગથી પણ અનન્યતાની આવશ્યક્તા સિદ્ધ થાય છે. નન્દ વિગેરે ગોપો પ્રતિવર્ષ અંબિકા જતા નહુતા, પરંતુ એકવાર ધર્મબુદ્ધિથી પગે ચાલીને નહિ, પરંતુ કૌતુક થવાથી ગાડે બેસીને પશ્ચિમમાં અર્બુદાચલ પાસે અંબિકાતીર્થે ગયા. ત્યાં સરસ્વતીમાં સ્નાન કરી પોતે પશુપાલક હોવાથી પશુપતિની અને અંબિકાની પૂજા કરી, અને કોઇપણ ફ્લની ઇચ્છા વિના માત્ર દેવ પોતાની ઉપર પ્રસન્ન થાય તે માટે બ્રાહ્મણોને ગાય, સોનું, વસ્ત્ર, મધુ અને મિષ્ટાન્નનું દાન કર્યું અને તે રાત્રે અન્તઃશુદ્ધિ માટે સરસ્વતીના જલનુંજ પાન કરી સરસ્વતીના તીરેજ રહ્યા. આ પ્રમાણે તેઓએ સર્વ ધર્મસંપત્તિ કરી એટલે તેમનામાં ભગવદ્‌ભાવ હતો તે તિરોહિત થયો. તેથી કોઇ ઘણા ભૂખ્યા મોટા અજગરે અકસ્માત ત્યાં આવી નંદને ગળ્યા. ગોપાલોએ એકદમ ઉઠી તેને સળગતી મશાલોથી બાળવા માંડ્યો છતાં તેણે નંદને છોડ્યા નહિ, એટલે ભગવાન શ્રીકૃષ્ણે પધારી તેને ચરણસ્પર્શ કર્યો. ભગવાનનો ચરણસ્પર્શ થતાં તેનો અજગરનો દેહ જતો રહ્યો અને ઉત્તમ દેવતાનો દેહ તેને પ્રાપ્ત થયો અને નંદજીનું

× શ્રીમદ્‌ભાગવત ૧૧–૨૯–૪૦.

દુઃખ દૂર થયું * આવી રીતે નન્દે અને ઉપનંદ વિગેરે ગોપો જે સદા ભગવાનની સમીપ રહેતા હતા અને જેમનો ભગવાને ઉદ્ધાર કર્યો હતો તેઓએ ધર્મબુદ્ધિથી નહિ, પરંતુ માત્ર કૌતુકથીજ અંબિકાતીર્થ જઇ કાંઇપણ ફલની ઇચ્છા વિના માત્ર દેવ પોતાની ઉપર પ્રસન્ન થાય તે માટે જ પશુપતિ અને અંબિકાની પૂજા કરી તો તેમને પણ દુઃખ આવી પડયું અને નંદને અજગરે ગળ્યા, અને તે દુઃખ-માંથી મુક્ત થવાના તેઓના સર્વ પ્રયાસ વ્યર્થ થયા. જ્યારે ભગ-વાને પોતે પધારી તેઓને દુઃખમાંથી મુકત કર્યા ત્યારેજ તેઓનું દુઃખ દૂર થયું. તેથી અન્યાશ્રય કરવાથી સર્વથા દુઃખજ પ્રાપ્ત થાય છે.

## પાઠ ૧૯. ગોપિકાઓની અનન્યતા.

ભગવાનના ઉત્તમ અનન્યભક્ત ગોપિકાઓજ છે. ભગવાનનું ગાન સાંભળી ગોપિકાઓ ભગવાન પાસે વનમાં ગઈ. ભગવાને તેમને ઘેર જવાનો ઉપદેશ કર્યો તે તેઓને ન રૂચ્યો, કારણ કે રમાને સુખ આપનાર ભગવાનના પાદ-તલનો જ્યારથી તેઓને સ્પર્શ થયો હતો ત્યારથી બીજા કોઇની પાસે તે રહી શકતા નહતા. ભગવાનનો સાક્ષાત્ ચરણસ્પર્શ દુર્લભ છે પરંતુ જ્યાં ભગવાનના ચરણકમલનો

---

*શ્રીમદ્ભાગવત ૧૦–૩૧–૧ થી ૮ અને ૧૮ શ્રીસુબો-ધિનીના આશય સહિત.

પ્રતિબિંબ પડે તે 'પાદતલ' કહેવાય છે. આ ભગવાનનું પાદતલજ રમા (લક્ષ્મીજી) ને પણ સુખ આપનાર છે. આ ભગવાનનું પાદતલ રમાના હૃદય ઉપર પડતાં તમને હૃદયમાંજ સુખ થયું. ભૂમિ ઉપર રહેનાર ગોપિકાઓના હૃદય ઉપર પાદતલ આવતું નથી, પરંતુ પાદતલનો તેમને માત્ર સ્પર્શજ થયો. ત્યારે તેઓએ વિચાર્યું કે લક્ષ્મીજીએ તપથી અને ચાંચલ્યનો ત્યાગ કરવાથી એ પાદતલની પ્રાપ્તિ કરી છે તો આપણે પણ ચાંચલ્યનો ત્યાગ કરી આ પાદતલમાંજ રહીએ. ભગવાનને અરણ્યજનો પ્રિય છે. અરણ્યમાં કોઈનો સંગ હોતો નથી. તેથી સંગનો ત્યાગ કરી પાદતલમાંજ રહીએ આવો વિચાર થયો, ત્યારથી ભગવાનની પ્રાપ્તિ થાય તે માટે બીજા કોઇની સમક્ષ ગોપિકાઓ રહી શકતા નહતા; કારણ કે જે અમુક ભાવનો ઘાતક હોય તેની પાસે તે ભાવ થતાં રહી શકાય નહિ. જેમ દેહના અભિમાનવાળો માણુસ વાઘ પાસે રહી શકતો નથી, કારણ કે વાઘ દેહનો ઘાતક છે; તેમ ભગવદીય જેનામાં ભગવદ્ભાવ ન હોય તેની પાસે રહી શકતા નથી, કારણકે જો એવી રીતે રહે તો જેનામાં ભગવદ્ભાવ નથી તે તેમના ભગવદ્ભાવનો નાશ કરે. તેથી ગોપિકાઓ અન્યની સમીપ રહી શકતા નહતા. આવી સૂક્ષ્મ દૃષ્ટિથી તેઓ જોતા હતા ત્યારે અન્ય દેવ વિગેરેના સ્થાને જવાનું અથવા તેમને દેવ તરીકે માનવાનું તો સંભવેજ ક્યાંથી? તેઓ લક્ષ્મીજીની

પેઠે અનન્યજ હતા.* તેઓને ભગવાનના ચરણકમલની રજની પ્રાપ્તિ થઇ હતી. લક્ષ્મીજીને ભગવાનના અંતઃકરણમાં સ્થાન મળ્યું હતું છતાં તેમને ભગવાનના ચરણની રજની ઇચ્છા થઈ, કારણકે તેમને ચિંતા હતી કે અહિં કોઇ બીજાનો સ્પર્શ થશે તો હું શું કરીશ? લક્ષ્મીજી પોતાની તરફ જૂએ તે માટે બ્રહ્મા વિગેરે સર્વ બીજા દેવો તપ કરતા હતા કારણકે લક્ષ્મીજી તેમના ઉપર કૃપાદષ્ટિ કરે તોજ તેમના પુરૂષાર્થ સિદ્ધ થાય. આ પ્રમાણે ઘણા દેવો લક્ષ્મીજીની પ્રાર્થના કરતા હતા તેથી તેમને ભય થયો કે આમાંથી કોઇ ઘણું તપ કરીને કોણ જાણે શું કરશે? તેથી જો કે ભગવાનના અંતઃકરણ ઉપર પોતાનું સ્થાન હતું તોપણ આ દેવોથી પોતાનું રક્ષણ થાય તે માટે લક્ષ્મીજીએ ભગવાનના ચરણકમલની રજની કામના કરી, કારણકે ભગવાનના ચરણકમલની રજની કામના થતાં અન્ય કોઈની ભીતિ રહેતી નથી. ચરણરજ પ્રાપ્ત થાય ત્યારે તો એવા ભયનો સંદેહ પણ રહેતો નથી. તેથી જેને ચરણરજ પ્રાપ્ત થાય તે અનન્યજ છે. ગોપિકાઓને પણ ભગવાનની ચરણરજની પ્રાપ્તિ થઈ હતી.+

ગોપિકાઓના વિકલ વચન સાંભળી ભગવાને હાસ્ય કરી તેમને રાસ રમાડયા. સંયોગરસનો અનુભવ

*શ્રીમદ્‌ભાગવત ૧૦–૨૯–૩૬ શ્રીસુબોધિની સહિત

+શ્રીમદ્‌ભાગવત ૧૦–૨૬–૩૭ શ્રીસુબોધિની સાથે

કરાવી વિપ્રયોગનો અનુભવ કરાવવા તેમનામાં માન મૂક્યું. તેમને સૌભગમદ અને માન થતાં ભગવાન અન્તર્ધાન થયા. ગોપિકાઓએ ભગવાનને શોધવા પ્રયાસ કર્યા. તે સર્વ નિષ્ફલ થતાં રૂદન કરી દીનતા દર્શાવી એટલે ભગવાન તેઓની મધ્યે પ્રકટ થયા. ભગવાનને ગોપિકાઓએ પોતાના ઉત્તરીય વસ્ત્રોનું આસન કરી બેસાડી પ્રશ્ન કર્યો કે કેટલાક ભજનારને ભજે છે, કેટલાક નહિ ભજનારને ભજે છે અને કેટલાક ભજનાર તથા નહિ ભજનાર ઉભયને ભજતા નથી એ ત્રણેનું ફલ શું એ અમને કહો. ભગવાન આ પ્રશ્નનો ઉત્તર આપે છે. તેમાં કહે છે કે ભજનારને તેમજ ન ભજનારને નહિ ભજનાર ચાર પ્રકારના છે (૧) આત્મારામ (૨) આપ્તકામ (૩) અકૃતજ્ઞ (૪) ગુરૂદ્રોહી. (૧) જે આત્મામાંજ રમણ કરે છે તેને દેહ વિગેરેની અપેક્ષા નથી. તેથી જે તેમના દેહને ભજે છે તેને તે ભજન ગણતાજ નથી. તેમજ પોતે તેવા ભજન કરનારનું ભજન કરવા માટે પોતાના દેહને સાધન પણ માનતા નથી. તેથી તેઓ કેવી રીતે ભજે ? (૨) આપ્તકામ. જેઓના સર્વ કામ પ્રાપ્ત થએલા છે. તેઓને કાંઇ અપેક્ષાજ નથી. જેણે ભોજન કરેલું છે તેને કહીએ કે 'ભોજન કરો,' તો તે ભોજન કરવા પ્રવૃત્ત થાય નહિ. તેમજ તેને કહીએ કે 'ભોજન ન કરો,' તો તે માત્ર વસ્તુસ્થિતિનો અનુવાદ થયો અને એ કહેવું પણ વ્યર્થજ છે. આવા આપ્તકામ હોય તેને ભજન કરનાર અથવા નહિ

ભજન કરનાર કોઇને ભજવાનું કાંઇ કારણ નથી. (૩) અકૃતજ્ઞ, પોતા ઉપર કોઇ ઉપકાર કરે તે ન જાણનાર. આવા માણસો પોતે પ્રત્યુપકાર કરવા સમર્થ હોય તોપણ તે તેમ કરતા નથી, કારણ કે પોતાના ઉપર કોઇએ ઉપકાર કર્યો તેવું તેમને ભાન નથી. (૪) પોતાના ઉપર કોઈએ ઉપકાર કર્યો એવું ભાન હોય અને પ્રત્યુપકાર કરવાનું સામર્થ્ય હોય છતાં તેમ ન કરે તે ગુરૂદ્રોહી છે. જે કોઈ પોતાનો પુરૂષાર્થ સિદ્ધ કરી આપે તે ગુરૂ છે, તે પૂજ્ય છે. તે કોઇવાર આપત્તિમાં આવે અને પોતામાં તે આપત્તિ દૂર કરવાની શક્તિ હોય છતાં તેની દરકાર ન કરે તો તેણે તેનો દ્રોહજ કર્યો ગણાય. તેથી તે ગુરૂદ્રોહી છે. આ ચાર ભજનારને પણ ભજતા નથી તો પછી ન ભજનારને તો ભજેજ શેના ?

ગોપિકાઓએ ભગવાનનું ભજન કર્યું છતાં ભગવાન અંતર્ધાન થયા. તેથી આ ચાર પૈકી કયા પ્રકારમાં ભગવાનનો સમાવેશ થાય? ભગવાનનો (૧) આત્મારામમાં સમાવેશ ન થાય, કારણ કે અન્તર્ધાન થયાં પહેલાં ભગવાને તેઓને રાસ રમાડ્યા હતા. (૨) આપ્તકામમાં પણ તેમનો સમાવેશ ન થાય કારણ કે પ્રથમ ભગવાને તેમને રમાડવાની પ્રવૃત્તિ કરી હતી. એકવાર એવી પ્રવૃત્તિ કર્યા પછી તૃપ્તિ થાય તોપણ ત્યાગ કરવો ઉચિત નથી. આપ્તકામ હોય તે પ્રથમજ રાસ રમાડવા કેમ તૈયાર થાય ? (૩)

ભગવાન અકૃતજ્ઞ પણ ન હોઈ શકે, કારણ કે જે સર્વજ્ઞ છે તે કોઈ વાતથી અજાણ કેમ હોય ? છતાં કોઇવાર ફલદાતા મોટા પુરૂષો પોતાના ઉપર કરેલા ઉપકારો ભૂલી જાય છે તેવા ભગવાન હશે અથવા ગુરૂદ્રોહી હશે એવી શંકા થાય તે દૂર કરવા ભગવાન કહે છે કે મારૂં ભજન કરનાર જન્તુઓને પણ મારૂં ભજન તેઓ ચાલુ રાખ્યા કરે તે માટે હું ભજતો નથી. હું જીવ નથી, પણ ભગવાન છું. તેથી આ ચાર પૈકી કોઇ પ્રકારમાં મારો સમાવેશ થતો નથી. હું રામ છું, આત્મારામ નથી, કારણ કે આત્મા વિના મારે કોઇ બીજો પદાર્થ જ નથી. આત્મા ઉપરાંત જેને દેહાદિ હોય અને જે દેહાદિની ઉપેક્ષા કરી કેવલ આત્મામાં રમણ કરતો હોય તે 'આત્મારામ' કહેવાય. હું આપ્તકામ પણ નથી, કારણ કે મારે કામજ નથી. જેને કામ હોય અને પછી તે કામ પ્રાપ્ત થાય તે 'આપ્તકામ' કહેવાય. તેથી જીવની પેઠે મારો વિચાર ન કરો. મારી વ્યવસ્થા જુદીજ છે. જે માણસો તો શું પણ જે જંતુઓ પણ મારૂં ભજન કરે છે તેઓનું હું એટલા માટે ભજન કરતો નથી કે તેઓ મારૂં ભજન કર્યાજ કરે. જેમ કોઇ નિર્ધનને ધન પ્રાપ્ત થાય અને પછી તે ગૂમાવી દે ત્યારે તે પ્રાપ્ત કરેલા ધનના વિચારમાંજ રચ્યો પચ્યો રહે અને તેને બીજા કોઈ પદાર્થનું ભાન ન રહે, તેમ હું ગોપિકાઓને પ્રથમ પ્રાપ્ત થાઉં અને પછી

તિરોહિત થાઉં તો તેઓ મારૂં ભજન કર્યા કરે અને પ્રપંચનું સ્મરણ પણ ન કરે. તેટલા માટે હું અન્તર્ધાન થયો હતો.

આ પ્રમાણે સામાન્યરીતે મર્યાદા માર્ગીય ભક્તોના સંબંધમાં પોતાનું ભજન કરનાર ભક્તનું તે ભજન કર્યાજ કરે તેવા હેતુથી ભગવાન ભજન કરતા નથી; પરંતુ ગોપિકાઓ ભગવાનનું ભજન કર્યાજ કરે તે માટે ભગવાનને તેમનું અભજન કરવાની જરૂર હતી, તેમજ રાત્રિએ અરણ્યમાં ગોપિકાઓનું રક્ષણ કરવા માટે તેમનું ભજન કરવાની પણ જરૂર હતી. આ ભજન અને અભજન ઉભય ભગવાન પરોક્ષ રહી ભજન કરે તો સિદ્ધ થાય. તેથી ભગવાન પરોક્ષ રહી ગોપિકાઓનું ભજન કરવા તિરોહિત થયા હતા. સામાન્ય રીતે ભગવાન ભક્તનું ભજન કરતા નથી, પરંતુ ગોપિકાઓનું ભજન કરવાનું કારણ એ કે ગોપિકાઓએ ભગવાનને માટેજ લોક વેદ અને સગાંઓનો ત્યાગ કર્યો હતો. લોક, વૈદિક આર્ય. માર્ગ અને પતિપુત્ર વિગેરે સગાંઓનો ત્યાગ કરવો કઠિન છે. ભગવાન મળ્યા પછી નહિ, પરંતુ ભગવાનને મળવાની ઇચ્છાથીજ તેઓએ આ સર્વનો ત્યાગ કર્યોહતો. આ પ્રમાણે સર્વનો ત્યાગ કરી ભગવાનને શરણે જાય તેવા અનન્ય ભક્તોનું ભગવાન અવશ્ય પાલન કરેજ. 'અનન્યોનું પાલન કરવું' એ યોગ્યજ છે. તેથી ભગવાન આવી રીતે પરોક્ષ રહી ગોપિકાઓનું ભજન કર્યા કરતા હતા.

ભગવાન ગોપિકાઓનું ભજન કર્યા કરતા હતા એટ-લુંજ નહિ, પરંતુ ગોપિકાઓની અનન્ય ભક્તિ તુલ્ય પ્રત્યુપકાર કરવાનું ભગવાનથી પણ થઇ શકે તેમ નથી એમ ભગવાન પોતેજ કહે છે. ગોપિકાઓની નિર્દુષ્ટ અથવા અનન્ય ભક્તિનો પ્રત્યુપકાર બ્રહ્માના આયુષ્યથી, અથવા મન્વન્તર જેટલા આયુષ્યથી અથવા જ્ઞાનીઓના અનન્ત આયુષ્યથી પણ ભગવાનથી થઈ શકે તેમ નથી. કારણ કે ભજન અને પ્રત્યુપકાર જૂદી જૂદી જાતના છે. ગોપિકાઓ કરે છે તે ભજન કપટરહિત છે. ભગવાન સકપટ અથવા કપટયુક્ત ભજન કરે છે, કારણ કે સત્ય ભજન એ જીવ-નોજ ધર્મ હોઈ ભગવાનથી થઈ શકેજ નહિ. તેથી ગોપિ-કાઓના ભજનનો ભગવાનથી પ્રત્યુપકાર કદાપિ થઈ શકેજ નહિ, કારણ કે અલ્પ જલની તુલ્ય ગમે તેટલાં અધિક ઝાંઝવાના જલ થઇ શકેજ નહિ. તેમાં પણ ગોપિકાઓનું ભજન અનુત્તમ છે, કારણ કે તેઓએ ગૃહની શૃંખલાઓ તોડી ભગવાનનું ભજન કર્યું ગૃહની શૃંખલા દુર્જર છે. માણસ વૃદ્ધ થાય પણ તેનો બંધ કરનાર આ શૃંખલા જીર્ણ થતી નથી. આવી દુર્જર ગૃહ શૃંખલા તોડી તેઓએ ભગવાનની ભક્તિ કરી. બહારની શૃંખલા તજી પણ શકાય પરંતુ ચારે તરફથી બંધ કરનાર ગૃહની શૃંખલા તજી પણ શકાય નહિ. છતાં જે પતિ પુત્ર વિગેરેએ પોતાના કાર્ય માટે

તેઓને બંધનમાં રાખ્યા હતા તેઓના સર્વ અર્થ અને પોતાને તેમણે ભગવાનને સમર્પણ કર્યાં. આવું અલૌકિક કાર્ય કરનાર ભક્તો ગોપિકાઓજ છે. આવી રીતે અનન્ય ભક્તિ કરે તેનું ભગવાન પાલન કરે અને પ્રત્યુપકાર કરવા પોતાનું સર્વથા અસામર્થ્ય જણાવે છે.* આ ભક્તિ ઉત્તમોત્તમ છે. તેથી ઉદ્ધવ પણ ગોપિકાઓએ પ્રવર્તાવેલી ભક્તિને અનુત્તમ કહે છે.×



---

* શ્રીમદ્‌ભાગવત ૧૦–૨૯–૧૯ થી ૨૨ શ્રીસુબોધિની સાથે

× શ્રીમદ્‌ભાવગત ૧૦ ૪૪–૨૫

## શ્રીગોકુલેશગ્રંથરત્નમાલાના નીચેના પુસ્તકો અમારે ત્યાંથી મળશે.




- ઓચ્છવલાલ ગોપાલદાસની કું.

કૃષ્ણરાજગલ્લી, મૂલજી જેઠા મારકીટ, મુંબઈ નં. ૨

મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા

ઘીકાંટા રોડ : : અમદાવાદ.